આચાર્યશ્રી બુદ્ધિસાગરજી સૂરી-
શ્વરજી કૃત

# સ્તવનાદિ સંગ્રહ.

(ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિયો-થોયો, સ-
જઝાયો, ભજનો, ગહુંલીઓ, સ્નાત્રપૂજા,
આરતિ, મંગલદીવો, ચૈત્યવંદનવિધિ
આદિ અનેક વિષયોથી અલંકૃત.)

પ્રકાશક,
ગાંધી આત્મારામ ખેમચંદ.
સંઘવી કેશવલાલ નાગજીભાઇ.
સાણંદ.

મહાવીર સંવત્ ૨૪૫૬.

મૂલ્ય પાંચ આના.

# નિવેદન.

આત્મપ્રેમી બંધુઓના કરકમળમાં આ લઘુ પુસ્તિકા મૂકતાં અમોને ઘણોજ હર્ષ થાય છે. આ પુસ્તિકાના બધા વિષયો સદ્‌ગત આચાર્ય શ્રીમદ્ **બુદ્ધિસાગરજી સૂરીશ્વર** કૃત ગ્રંથમાળાનાં જૂદાં જૂદાં પુસ્તકોમાં અગાઉ પ્રસિદ્ધ થઇ ગયેલા છે પણ તે બધા ગ્રંથો કદમાં મોટા હોવાથી તેમાંથી ચૂંટણી કરીને એક લઘુ પુસ્તિકા પેથાપુર શ્રી બુદ્ધિસાગર સૂરિ જૈનસમાજ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવી હતી. પણ તેની બધી નકલો ટૂંક સમયમાં ખપી જવાથી અને માગણી વિશેષ હોવાથી પ્રવર્ત્તક શ્રીમાન્ ઋદ્ધિસાગરજી ગણિ, પન્યાસ શ્રી કીર્તિસાગરજી ગણિ, તેમજ મુનિરાજ શ્રીજયસાગરજી અને મુનિરાજ શ્રી હેમેંદ્રસાગરજીની પ્રેરણાથી તેની આ બીજી આવૃત્તિ અમારા તરફથી સુંદર

કાગળ, સુંદર છપાઇ અને પાકા કપડાના મજબૂત પુઠા સાથે પ્રગટ કરવામાં આવી છે; જેની કિંમત માત્ર ૦–૫–૦ રાખવામાં આવી છે જે ઘણી ઓછી લગભગ પડતર છે. આ પુસ્તિકામાં ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિયો–થોયો, સજ્ઝાયો, ગાયનો, કાવ્યો, ભજનો, ગહુંળીઓ, મહાવીર સ્વામીનું હાલરડું, તદુપરાંત પ્રથમાવૃત્તિમાં પ્રગટ ન થએલી શ્રી મહાવીર સ્વામીની સ્નાત્રપૂજા, આરતિ, મંગળદીવો, ચૈત્યવંદન વિધિઆદિ જિનમંદિરમાં રોજના ઉપયોગની બધી સામગ્રીનો સમાવેશ એકજ સ્થાને થએલો હોઇ સર્વ સાધારણ રીતે તેનો ઉપયોગ થઈ શકે તે હેતુથી તેને લઘુ કદમાં–પોકેટ સાઇઝમાં પ્રગટ કરવામાં આવી છે. બધા વિષયો ભક્તિરસપૂર્ણ હોવા સાથે અધ્યાત્મજ્ઞાન અને સ્યાદ્વાદથી ઓતપ્રોત થએલાં છે તે વાંચતાં વાચકવૃંદને શ્રીમાન્ આનંદઘનજી,યશોવિજયજી, આદિ પૂર્વ મહાન પુરૂષોની કૃતિની સહેજે ઝાંખી થાય છે. આ પુસ્તિકાની મોટા પ્રમાણમાંનકલો ખરીદ કરી શ્રીમાન્ બુદ્ધિસાગ-

રસૂરિજીની જયંતિ નિમિત્તે સાણંદમાં ઘેર ઘેર પહોંચાડવાની ઇચ્છા બતાવનાર અને સહાય કરનાર માંગરોલ (હાલમુંબાઇ)નિવાસી, શેઠ મૂલજીભાઈ જગજીવનદાસ તથા તુલસીભાઇ જગજીવનદાસને ધન્યવાદ આપીએ છીએ. તેમના હસ્તે વખતોવખત આવા શુભ કાર્યોમાં ઉત્તેજન આપવાનું બને એમ અંતરથી ઇચ્છીએ છીએ. અંતમાં આ પુસ્તિકા પ્રગટ કરવામાં ઉપયોગી સૂચનાઓ કરનાર પેથાપુર શ્રી બુદ્ધિસાગરસૂરિ જૈનસમાજ, મોહનલાલ નગીનદાસ ભાખરીયા, પ્રવર્તક મહારાજ શ્રી ઋદ્ધિસાગરજી, મુનિરાજ શ્રી જયસાગરજી, મુનિરાજ શ્રી હેમેંદ્રસાગરજી આદિ સર્વેનો અંતઃકરણ પૂર્વક આભાર માની છીએ. ૐ શ્રી મહાવીર !

સાણંદ<br>
મહાવીર સંવત્ ૨૪૫૬<br>
જેષ્ઠ શુકલ પંચમી<br>
રવિવાર.

લેખક, સદ્દગુરૂ ચરણોપાસક.<br>
આત્મારામ ખેમચંદ<br>
કેશવલાલ નાગજીભાઈ

# પ્રસ્તાવના.

सद्भक्तियोगो जनयत्यजस्रं,
विशुद्धमात्मानमिहाशु देहिनाम् ।
ततः क्रमेणाऽक्षयधाम मानवाः,
प्रयान्ति निर्मानमदप्रमादा ॥ १

"પરમાત્મા સંબંધી ત્રિધા (મન, વચન અને કાયાએ) કરેલો ઉત્તમ ભક્તિયોગ આત્માને શીઘ્ર વિશુદ્ધ બનાવે છે; તેથી અનુક્રમે માન, મદ, અને પ્રમાદનો ત્યાગ કરી ભવ્યાત્માઓ શાશ્વત સુખમય મોક્ષધામના ભાગી થાય છે."

વિશ્વોપકારી જગદ્દગુરૂ શ્રીમદ્ મહાવીર પ્રભુએ સમગ્ર આત્માઓને શાશ્વત સુખ પ્રાપ્ત કરવા માટે અનેક માર્ગો બતાવ્યા છે. બધા માર્ગો પૈકી ભક્તિ-માર્ગની મુખ્યતા શાસ્ત્રવિદોએ બતાવી છે. વિશુદ્ધ ભાવથી ભક્તિમાર્ગની સાધના કરવામાં આવે તો,

જરૂર અલ્પ સમયમાંજ પ્રાચીનકર્મો શમાવી નવીન કર્મોથી મુક્ત થઈ ભવ્યાત્માઓ પોતાના ભાવી જીવનને સુંદર ઘડી શકે છે. ભક્ત હૃદયો હંમેશાં પોતાની ભક્તિની ઉર્મિઓ પ્રગટ કરવા શબ્દાડંબરનો આશ્રય લેતા નથી. કેવળ સ્વાભાવિક શુભ ભાવના તરફ વધુ લક્ષ આપે છે. ભક્તિમાર્ગના રસમાં તરબોળ થએલ આત્માઓ બાહ્ય ભાન ભૂલી જઇ પ્રભુજીના સ્વરૂપમાં તન્મય બની જાય છે. તેઓને દુનિઆના બાહ્ય ક્ષણિક સુખો જરા માત્ર સ્પર્શી શકતા નથી, વળી તેઓ ક્ષણમાં તીર્થંકર ગોત્ર ઉપાર્જન કરી, જન્મ મરણની પેલે પાર જઈ પહોંચે છે. એ પવિત્ર ભક્તિમાર્ગની ઉપાસનાથી-જ લંકાધીશ રાવણ પ્રતિવાસુદેવે અષ્ટાપદ તીર્થ ઉપર જઇ ભક્તિ રસમાં મગ્ન થઇ ક્ષણમાં તીર્થંકર મહાપદની યોગ્યતા મેળવી છે; એવા અનેક ભવ્યાત્માઓ મોક્ષ સુખ મેળવી અમર થયા છે. આજ ભક્તિના બલે વર્તમાન અને ભવિષ્યમાં અનેક ભાવિકજનો મોક્ષના અધિકારી થશે એ

નિઃસંશય છે. ભક્તિના નવ પ્રકારો છે તેનું વિવે-
ચન કરવાનું અત્ર સ્થાન નથી. શાસ્ત્રકારોએ અનેક
સ્થળે ભક્તિ માર્ગની મહત્તા સમજાવી છે. ભક્તિ
માર્ગમાં વિહરનાર માનવ મટી સિદ્ધ બને છે. પૂજક
મટી પૂજ્ય બનેછે, આત્મા સ્પષ્ટતયા પરમાત્મા બને
છે. ભક્તિ માર્ગની વિશેષતા એ છે કે એ પવિત્ર
માર્ગમાં વર્તનાર આત્મા સહેલાઇથી હૃદયની
વિશુદ્ધિ કરી શકે છે. ખરેખર શુદ્ધ હૃદયીજ જ્ઞાન
પ્રાપ્ત કરી શકે છે, જ્ઞાનદ્વારા પરમશ્રેય સાધી શકવા
ભાગ્યશાળી બને છે. પરમ કલ્યાણ સાધવાની ઇ-
ચ્છાવાળા મુમુક્ષુ આત્માઓએ દેવ, ગુરૂ, ધર્મ અને
સંઘની શુભ નિષ્ઠાથી ભક્તિ કરવી જોઇએ, એજ
જીવનનો સર્વ શ્રેષ્ઠ સાર છે. ભક્તિ કરનાર ભક્ત-
જનો અલ્પ પ્રયાસે સમગ્ર તત્ત્વજ્ઞાનનું રહસ્ય
મેળવી શકે છે. સહજમાં ભક્તજનો અમૃત તત્ત્વ–
મોક્ષ સુખના અધિકારી થાય છે. ભક્તિનું પ્રાબલ્ય
મહાન્ છે. કોઇ શુદ્ધ ભક્તિને વિનયના નામથી
સંબોધે છે, તો કોઇ સેવા, પૂજા, અને વૈયાવચ્ચના
નામથી સ્તવે છે–વર્ણવે છે.

વિનય, સેવા, પૂજા, વૈયાવચ્ચ એ બધા આત્માની ઉન્નતિ કરનાર ગુણો મોક્ષમાર્ગની સાધના માટે બનાવેલા યોગોમાં શ્રેષ્ઠ અને આદ્ય છે.

એ ગુણો કોઈ કાલે નષ્ટ થતા નથી, શાસ્ત્રકાર ભગવાનો એને અપ્રતિપાતક તરીકે સંબોધે છે; ભક્તિએ સુંદરતમમાં સુંદરતમ અને આર્ય પ્રજાની મોંઘી–અણમૂલી વસ્તુ છે. ભક્તિયોગનાં ગીતો કુરૂક્ષેત્રમાં શ્રી કૃષ્ણચંદ્રે ગાયાં છે, ને તે ભગવદ્ ગીતામાં ભક્તિ યોગના નામથી સુપ્રસિદ્ધ છે. મહાયોગી આનંદઘનજી જેવા આત્મતત્ત્વવિદોએ એ ભક્તિનાં ગાનો અનેક રાગમાં ગાયાં છે; તેમજ મહાવીરગીતાના ભક્તિયોગના સાર રૂપે અધ્યાત્મતત્ત્વવેત્તા આપણા સ્વર્ગસ્થ ગુરુદેવે ભક્તિ રસથી તરબોળ **પ્રેમગીતા** લખી છે. ખરેખર ભક્તિયોગની રસવાહિની સરિતા વહેવરાવી છે.

એ રસસરિતામાં ઝીલનારા ભાવિક આત્માઓ

અનંત કાળની મલીનતા દૂર કરી વિશુદ્ધતા અતિ સુગમતાથી પ્રાપ્ત કરી શકે તેમ છે. એ પ્રેમગીતાનું સુંદર અને સરળ ગુજરાતી ભાષામાં વિવેચન થવાની અત્યાવશકતા છે.

ભક્તિ માર્ગના ઉપાસકો અનાદિ કાળના આત્મ પટ પર ચઢેલ કર્મ રૂપ રજકણોને ભકિતરૂપ નિર્મળ જલ વડે ધોઇ સ્વચ્છ આરીસા સમા આત્માને બનાવી શકે છે.

ભકિતરસને પોષવા અને અવિચળ રાખવા આપણા મહાન્ ધુરંધર તીર્થંકર સમા ગીતાર્થ આચાર્યપ્રવરોએ રસમય ભાવથી ભરપૂર રાસા, પૂજા, સ્તવન, ચૈત્યવંદન, સ્તુતિ, પદ, ભજન, વિગેરેની રચનાઓ કરી જગત્ ભરના ભાવિ આત્માઓ પર પરમ કરૂણા કરી છે.

ઉપરોકત સાહિત્ય ભંડોળ જૈન પ્રજા પાસે સારા પ્રમાણમાં છે. એ અપૂર્વ રસમય સાહિત્યે પ્રાચીન ગુજરાતી ભાષાને અદ્યાપિ પર્યંત સાચવી રાખી છે;

 

એ સાહિત્યથી ગુજરાતી ભાષાના આદ્યસર્જક જૈન કવિઓ છે, એ સાબિત થાય છે.

સુંદર અને સરળ રસમય નવીન ભાષા અને ભાવથી પરિપૂર્ણ સ્તવનાદિ સંગ્રહની રચના ગુર્જર ગિરાના અનન્ય ભક્ત, સરસ્વતીના અવતાર સમા મહાકવિ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય અધ્યાત્મજ્ઞાનદિવાકર યોગનિષ્ઠ શ્રીમદ્ પૂ. બુદ્ધિસાગર સૂરીશ્વરજીએ કરી છે; તેમજ એમની બનાવેલી કૃતિઓ પૂજા, સ્તવન, ભજન વિગેરે સર્વમાન્ય હોવાથી લોકો સારા પ્રમાણમાં લાભ લે છે અને પોતાના આત્માને પુનિત બનાવે છે. ગુજરાતમાં ઠેર ઠેર ભક્તિ રસથી છલોછલ ભરેલા પૂજા, સ્તવનો, ચૈત્યવંદનો, સ્તુતિઓ વિગેરે ભાવિકજનો પૂરા પ્રેમથી ગાય છે. તેની અનેક આવૃત્તિઓ ખલાસ થઇ છતાં ભાવિક જનોની માગણી એવી ને એવી ચાલે છે. લોકોને સુગમતા કરી આપવા માટે નાનકડું સ્તવનાદિસંગ્રહ બહાર પાડવાનો સુઅવસર પેથાપુર શ્રી બુદ્ધિસાગરસૂરિજૈનસમાજને પ્રાપ્ત

થયો હતો. એ આવૃત્તિ તુરત ખપી જવાથી બીજી આવૃત્તિ હાલના પ્રકાશકોએ પ્રગટ કરી છે, એ પ્રયાસ સ્તુત્ય છે.

એ સ્તવનાદિસંગ્રહમાં જિનવર ચૈત્યવંદનો, ચોવિશીનાં સ્તવનો, વિવિધ સ્તવનો, જિન સ્તુતિઓ, ભજન પદમાંથી ચૂંટી કાઢેલાં કેટલાક ભજન પદો, પૂજામાંથી કેટલાંક પૂજાસ્તવનો દાખલ કરવામાં આવ્યાં છે. આ બધી કૃતિઓ ષોડશક વિગેરે ગ્રંથોમાં વર્ણવેલા નિયમો પ્રમાણેજ થએલી છે. વળી આ સ્તવનસંગ્રહમાં દ્રવ્યાનુયોગ અને આત્મજ્ઞાનથી ભરપૂર કેટલાક સ્તવનો છે તે બહુજ મનનીય છે; તેમજ તેમનો ભાવાર્થ વિચારતાં શ્રીમદ્ યોગીવર આનંદઘનજી તથા મહોપાધ્યાય ન્યાયાચાર્ય યશોવિજયજી તથા દ્રવ્યાનુયોગાચાર્ય શ્રીમદ્ દેવચંદ્રજીની કૃતિઓને અનુસરે છે.

આ સુંદર કૃતિના રચયિતા મહાપુરૂષનો પરિચય કરાવવા માટે આટલા સમયે લખવું એ અસ્થાને

છે. એ મહાપુરૂષે અનેકવિધ ગદ્યપદ્યાત્મક સાહિત્યની રચના કરી છે. એમનાં ૧૦૮ થી અધિક પુસ્તકો બહાર પડી ચૂક્યાં છે.

ગુજરાત એ મહાત્માશ્રીનો પરમઋણિ છે. વાચકવૃન્દ ! આપણે સૌ એ મહાયોગિવરના સાહિત્યનો લાભ લઈ, આત્માને પવિત્ર બનાવીએ.

ઈત્યલમ્.

સાણંદ. સંવત્ ૧૯૮૬ના જેઠ સુદી ૨ બુદ્ધિ સં. ૫

લેખક. પ્રવર્તક:–પં. ૠદ્ધિસાગરજી ગણિ.

---

## ગુરૂ પ્રાર્થના.

### ( મેરા મૌલા બોલાલે—રાગ. )

મારૂં હૈયું પોકારે ગુરૂજી તને,
તારા દર્શન કાજ અધીરૂં બને. મારૂં.
દિવસ માસો વર્ષનાં વ્હાણાં ગુરૂજી વહી ગયાં,
તારાં સ્મરણ તાજાં સદા દિલ માંહ્ય એનાં એ રહ્યાં;
બાહ્ય ખુટે અંતર મહીં અંતર ત્રુટે ના કૈં જરી,
વ્હાલો વસેલો આંતરે તે ક્યમ વિમખ થાયે કરી.

ભાવે ગુરૂજી પૂજું હું નિત્ય તને,
નિરખું હૃદય કમલ નિશ્ચલ નયને. મારૂં. ૧.
આધિ ઉપાધિ વ્યાધિથી મારૂં સદા રક્ષણ કરે,
મન વચન ને કર્મયોગે જીવન મમ સ્હેજે સરે;
તારા ગુણો પ્રગટાવ મારામાં ગુરૂજી સર્વદા,
જે જે ફરજ આવી પડે તે તે ત્વરાએ કરૂં અદા.
તારી પ્રીતિ ગુરૂજી મુંઝાવે મને,
તારૂં સ્વરૂપ વિસારૂં ન સુર સદને. મારૂં. ૨.
જર જમીન ને જોરૂમાં સુખડાં કદાચિત્ બહુ હશે,
સ્વર્ગ આદિ ભુવન વૈભવથી કદિ ભરપૂર હશે;
સિદ્ધિઓ મોટી કદિ કૈં યોગ સાધનમાં હશે,
એ સર્વ ગુરૂના પ્રેમની તોલે કદિએ નવ થશે.
આજે આનંદ ઉર બુદ્ધયબ્ધિ ધને,
ગુરૂ જયંતિ ઉત્સવ દિન તણે. મારૂં. ૩.

**જયંતિલાલ ઉત્સવલાલ.**
બી. એ. એલ. એલ. બી.

# સમર્પણ ! ! !

## શ્રી પેથાપુર બુદ્ધિસાગર સૂરિ જૈન સમાજના સંમાનનીય સભ્યો !

આપની સંસ્થા જૈનશાસનની ધર્મપ્રવૃત્તિ-યોમાં યોગ્ય હિસ્સો પૂરી આત્મોન્નતિ તેમજ સમાજ અને શાસન સેવાના ધ્યેય સાથે પ્રવર્ત્તે છે. આપની સમાજના સભ્યો પૈકી કેટલાક ગ્રહસ્થો શાંતિસ્નાત્ર, અષ્ટોત્તરીસ્નાત્ર તથા પ્ર-તિષ્ઠા વિગેરે મંગળમય ધાર્મિક ક્રિયાઓ કુશ-ળતા પૂર્વક કરાવી જિનેન્દ્ર ભગવાનની ભક્તિનાં દ્વાર વિસ્તૃત કરે છે. જિનેન્દ્ર ભગવાનની ભક્તિના રોજના ઉપયોગની સામગ્રીયુક્ત સ્વર્ગસ્થ આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરિજીની કૃતિઓના સંગ્ર-હરૂપ આ પુસ્તિકાને તેજ પૂજ્ય આચાર્યશ્રીના પુણ્યનામાંકિત આપની સંસ્થાને અર્પણ કરી અમારા હાર્દિક પ્રેમાર્દ્રભાવને વ્યક્ત કરી કૃતાર્થ થઈએ છીએ.

| **સાણંદ**<br>મહાવીર સંવત્<br>૨૪૫૬ જ્યેષ્ઠ શુકલ<br>પંચમી રવિવાર. | લિ૦ સદ્ગુરૂ ચરણોપાસક,<br>**આત્મારામ ખેમચંદ.**<br>**કેશવલાલ નાગજીભાઈ**<br>ના જયજિનેન્દ્ર. |
|---|---|

**શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ તરફથી** સરલ ભાષામાં સસ્તી કિંમતે પ્રસિદ્ધ થયેલાં શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ અધ્યાત્મજ્ઞાની **શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરિજી ગ્રંથમાળાના** ઉત્તમોત્તમ, ઉચ્ચ ચારિત્ર્યને ઘડનારા ગદ્યપદ્યાત્મક ગ્રંથો વાંચો.

મળવાનું ઠેકાણું—

**વકીલ મોહનલાલ હિમચંદ, પાદરા.**

**ગાંધી આત્મારામ ખેમચંદ, સાણંદ.**

# શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરીશ્વરજી.

જન્મ-સંવત ૧૯૩૦ ના મહા વદિ ૧૪ (વિજાપુર)



દીક્ષા-સંવત ૧૯૫૭ ના માગશર સુદિ ૬ (પાલણપુર)

આચાર્ય પદવી-સં. ૧૯૭૦ ના માગસર સુદિ ૧૫ (પેથાપુર)

સ્વર્ગનિર્વાણ-સંવત્ ૧૯૮૧ ના જેઠ વદિ ૩ (વિજાપુર)

ॐ

जैनाचार्य श्रीमद् बुद्धिसागरसूरि कृत

# स्तवनादि संग्रह.

## ( चैत्यवंदनो. )

### १ ऋषभदेव चैत्यवंदन.

आदिनाथ अरिहंत जिन, ऋषभदेव जयकारी; संघ चतुर्विध तीर्थने, स्थाप्युं जग सुखकारी. १ परमेश्वर परमातमा, तनुयोगे साकार; अष्टकर्म दूरे कर्यां, निराकार निर्धार. २ साकारी अरिहंतजी ए, निराकारथी सिद्ध; बुद्धिसागर ध्यावतां, प्रगटे आतमऋद्धि. ३

### २ अजितनाथ चैत्यवंदन.

अजित अजितपद आपता, भव्यजीवने

જેહ; પુરૂષાર્થને ભાખતા, હેતુ મુખ્ય છે તેહ. ૧ જડપરિણામી યત્નથી, જડસાથે છે બન્ધ; શુદ્ધાત્મિકપરિણામના, પુરૂષાર્થે નહિ બન્ધ. ૨ પુરૂષાર્થશિરોમણિ એ, સહજયોગ શિરદાર; શુદ્ધાતમ ઉપયોગ છે, અજિત થવા નિર્ધાર. ૩

## ૩ સંભવનાથ ચૈત્યવંદન.

સંભવજિનને સેવતાં, સંભવતી નિજ ઋદ્ધિ; ક્ષાયિક નવ લબ્ધિ મળે, થતી આત્મની શુદ્ધિ. ૧ ઘાતીકર્મના નાશથી, અર્હન્ પદવી પામ્યા; આધિ વ્યાધિ ઉપાધિને, તુજ ધ્યાનારા વામ્યા. ૨ આતમા તે પરમાતમા એ, વ્યક્તિભાવે કરવા; સંભવજિન ઉપયોગથી, ક્ષણ ક્ષણ દિલમાં સ્મરવા. ૩

## ૪ અભિનંદન ચૈત્યવંદન.

બાહ્યાંતર અતિશય ધણી, અભિનંદન જિનરાજ; પ્રભુ ગુણગણને પામવા, અંતરમાં

બહુદાઝ. ૧ પ્રભુ ગુણ વરવા ભક્તિ છે, સાધ્ય એજ મન ધરવું; ઘટાટોપ શો ગુણવિના, ગુણ પ્રાપ્તિમાં મરવું. ૨ પ્રભુગુણ પોતામાં છતા એ, આવિર્ભાવને કાજે; અભિનંદનને વંદતાં, પ્રકટ ગુણો થૈ છાજે. ૩

## ૫ સુમતિનાથ ચૈત્યવંદન.

સુમતિનાથ પંચમ પ્રભુ, સુમતિના દાતાર; સર્વવિશ્વનાયક વિભુ, અરિહંત અવતાર. ૧ સાત્ત્વિકગુણની શક્તિથી, બાહ્યપ્રભુતા ધારી; ચિદાનંદ પ્રભુતા ભલી, આંતર નિત્ય છે પ્યારી. ૨ તુજમાં મનને ધારીને એ, નિઃસંગી થાનાર; કર્મ કરે પણ નહીં કરે, તુજ ભક્તો નરનાર. ૩

## ૬ પદ્મપ્રભુ ચૈત્યવંદન.

નવધા ભક્તિથી ખરી, પદ્મપ્રભુની સેવા;
સેવામાં મેવા રહ્યા, આપ બને જિનદેવા. ૧

નવધા ભક્તિમાં પ્રભુ, પ્રગટપણે પરખાતા;
આઠ કર્મ પડદા હઠે, સ્વયં પ્રભુ સમજાતા. ૨
પદ્મપ્રભુને ધ્યાવતાં એ, પૂર્ણ સમાધિ થાય;
હૃદય પદ્મમાં પ્રકટતા, આત્મપ્રભુજી જણાય. ૩

## ૭ સુપાર્શ્વનાથ ચૈત્યવંદન.

સુપાર્શ્વનાથ છે સાતમા, તીર્થંકર જિનરાજા;
પાસે પ્રભુ સુપાર્શ્વ તો, આતમ જગનો રાજા. ૧
આતમમાં પ્રભુ પાસ છે, બાહિર મૂર્ખો શોધે.
અંતરમાં પ્રભુ ધ્યાનથી, જ્ઞાની ભક્તો બોધે. ૨
દ્રવ્યભાવથી વંદીએ એ, ધ્યાઇજે પ્રભુ પાસ;
એકવાર પામ્યા પછી, ટળે નહીં વિશ્વાસ. ૩

## ૮ ચંદ્રપ્રભુ ચૈત્યવંદન.

અનંત ચંદ્રની જ્યોતિથી, અનંત જ્ઞાનની જ્યોત; ચંદ્રપ્રભુ પ્રણમું સ્તવું, કરતા જગ ઉદ્યોત. ૧ અસંખ્ય ચંદ્રો ભાનુઓ, ઇન્દ્રો જેને ધ્યાય; પરબ્રહ્મ ચંદ્રપ્રભુ, જગમાં સત્ય

સુહાય. ૨ શુદ્ધપ્રેમથી વંદતાં એ, અસંખ્ય ચંદ્રનો નાથ; બુદ્ધિસાગર આતમા, ટાળે પુદ્ગલ સાથ. ૩

## ૯ સુવિધિનાથ ચૈત્યવંદન.

સુવિધિનાથ સુવિધિ હિયે, આત્મશુદ્ધિનાં હેત; શ્રાવક સાધુ ધર્મ બે, તેના સહુ સંકેત. ૧ દ્રવ્ય-ભાવ વ્યવહાર ને, નિશ્ચય સુવિધિ બેશ; જૈનધર્મની જાણતાં, કરતાં રહે ન ક્લેશ. ૨ શુદ્ધાતમ પરિણામમાં એ, સર્વ સુવિધિ સમાય; આતમ સુવિધિનાથ થૈ, ચિદાનંદમય થાય. ૩

## ૧૦ શીતલનાથ ચૈત્યવંદન.

આત્મિક ધર્મની શુદ્ધતા, કરીને શીતલનાથ; સર્વ લોક શીતલ કરો, સાચા શિવપુર સાથ. ૧ ધર્મ સુવિધિ આદરી, શીતલ થયા જિનેન્દ્ર, સમતાથી શીતલ પ્રભુ, આતમ સ્વયં મહેન્દ્ર. ૨ સમતા શીતલતા થકી એ, શીતલપ્રભુ થવાય; બુદ્ધિસાગર આતમા, પૂર્ણાનંદ સુહાય. ૩

## ૧૧ શ્રેયાંસનાથ ચૈત્યવંદન.

સર્વ ભાવ શ્રેયો વર્યા, શ્રી શ્રેયાંસ જિનંદ;
આત્મશીતલતા ધારીને, ટાળ્યા મોહના ફંદ. ૧
ઉપશમ ક્ષયોપશમ અને, ક્ષાયિક ભાવે જેહ;
સત્ય શ્રેયને પામતો, સ્વયં શ્રેયાંસ જ તેહ. ૨
શ્રીશ્રેયાંસ પ્રભુસમો એ, નિજઆતમને કરવા; વંદો
ધ્યાવો ભવિજના, ધરો ન જડની પરવા. ૩

## ૧૨ વાસુપૂજ્ય ચૈત્યવંદન.

ક્ષાયિક લબ્ધિ શ્રેયથી, વાસુપૂજ્ય જિનદેવ;
થયા હૃદયમાં જાણીને, કરો પ્રભુની સેવ.
૧ ચિદાનંદ વસુતા વર્યા, વિશ્વપૂજ્ય જિનરાજ;
વાસુપૂજ્ય નિજ આતમા, કરશો સાધી કાજ.
૨ પ્રભુમય થૈ પ્રભુ સેવતાં એ, સ્વયં પ્રભુ
જિન થાય; અનંત કેવલજ્ઞાનની, જ્યોતિ
જ્યોત સુહાય. ૩

## ૧૩ વિમલનાથ ચૈત્યવંદન.

આત્મિક સિદ્ધિ આઠ જે, આઠ વસુના

ભોગી; આત્મવસ્તુ પ્રગટાવીને, નિર્મલ થયા અયોગી. ૧ કરી વિમલ નિજ આતમા, થયા વિમલ જિનરાજ; પ્રભુ પેઠે નિજ વિમલતા, કરવી એ છે કાજ. ૨ આત્મવિમલતા જે કરે એ, સ્વયં વિમલ તે થાય; વિમલ પ્રભુ આલંબને, વિમલપણું પ્રગટાય. ૩

### ૧૪ અનંતનાથ ચૈત્યવંદન.

વિમલાત્મા કરીને પ્રભુ, થયા અનંત જિનેશ; અનંત જ્યોતિર્મય વિભુ, નહીં રાગ ને દ્વેષ. ૧ અનંત જીવન જ્ઞાનમય, આનંદ સહજ સ્વભાવે; દ્રવ્ય ક્ષેત્ર ને કાલથી, ભાવથી સત્ય સુહાવે. ૨ અનંત રત્નત્રયી વર્યા એ, અનંત જિનવર દેવ; બુદ્ધિસાગર ભાવથી, કરવી ભક્તિ સેવ. ૩

### ૧૫ ધર્મનાથ ચૈત્યવંદન.

પન્નરમા શ્રી ધર્મનાથ, વંદુ હર્ષોલ્લાસે;

અનંત આતમ ભાખિયો, કેવલજ્ઞાન પ્રકાશે. ૧ આત્મધર્મ છે આત્મમાં, જડમાં જડના ધર્મો; વસ્તુસ્વભાવે ધર્મ છે, સમજી ટાળો કર્મો. ૨ ચિદાનંદ ધર્મજ ખરો એ, ધર્મ ન તે જડમાંહ્યે; આત્માવણુ જડ વિષયમાં, મળે ન આનંદ ક્યાંયે. ૩

## ૧૬ શાંતિનાથ ચૈત્યવંદન.

દર્શન જ્ઞાન ચારિત્રથી, સાચી શાંતિ થાવે; શાંતિનાથ શાંતિ વર્યા, રત્નત્રયી સ્વભાવે. ૧ તિરોભાવનિજ શાંતિનો, આવિર્ભાવ જે થાય; શુદ્ધાતમ શાંતિ પ્રભુ, સ્વયં મુક્તિપદ પાય. ૨ બાહ્ય શાંતિનો અંત છે એ, આતમ શાંતિ અનંત; અનુભવે જે આત્મમાં, પ્રભુપદ પામે સંત. ૩

## ૧૭ કુંથુનાથ ચૈત્યવંદન.

શુદ્ધ સ્વભાવે શાંતિને, પામ્યા કુંથુ જિનંદ;

કુંથુનાથ નિજ આતમા, સમજે નહિ મતિમંદ. ૧ મનની ગતિ કુંઠિત થતાં, વૈકુંઠ મુક્તિ પાસે; ક્રોધાદિક દૂરે કરી, વર્તે હર્ષોલ્લાસે. ૨ બાહિરદૃષ્ટિ ત્યાગથી, આતમદૃષ્ટિયોગે; કુંથુનાથ ધ્યાવો સદા, નિજના નિજ ઉપયોગે. ૩

## ૧૮ અરનાથ ચૈત્યવંદન.

રાગદ્વેષારિ હણી, થયા અરિહંત જેહ; અર જિનેશ્વર વંદતાં, કર્મ રહે નહીં રેહ. ૧ આતમના ઉપયોગથી, રાગદ્વેષ ન હોય; સર્વ કાર્ય કરતાં થકાં, કર્મ બંધ નહીં જોય. ૨ આત્મજ્ઞાન પ્રકાશથી એ, મિથ્યા તમ પલટાય; બુદ્ધિસાગર આત્મમાં, સહુ શક્તિ પ્રગટાય. ૩

## ૧૯ મલ્લિનાથ ચૈત્યવંદન.

મલ્લ બની ભવરણવિષે, જીત્યા રાગ ને દ્વેષ; મલ્લિ પ્રભુ તેથી થયા, ટાળ્યા સર્વે ક્લેશ. ૧ રાગદ્વેષ ન જેહને, પરમાતમ તે

જાણ; દેહ છતાં વૈદેહી તે, કેવલી છે ભગવાન્. ૨ મલ્લિનાથ પ્રભુ ધ્યાઇને એ, ભાવમલ્લતા પામી; કર્મ કરો પ્રારબ્ધથી, બની અંતર નિષ્કામી. ૩

## ૨૦ મુનિસુવ્રત ચૈત્યવંદન.

ભાવ મુનિસુવ્રતપણું, પ્રગટાવીને જેહ; મુનિસુવ્રત પ્રભુ જિન થયા, વંદુ તે ગુણગેહ. ૧ ક્ષાયિકભાવે આત્મમાં, ક્ષાયિક લબ્ધિ ધારી; મુનિસુવ્રતને વંદતાં, રહે ન જડની યારી. ૨ મુનિસુવ્રતપણું આત્મમાં એ, જાણી પામો ભવ્ય; મુનિસુવ્રત જિન ઉપદિશે, એવું નિજ કર્તવ્ય. ૩

## ૨૧ નમિનાથ ચૈત્યવંદન.

આતમમાં પ્રણમી પ્રભુ, થયા નમિ જિન-રાજ; નમવું ઉપશમ ક્ષાયિકે, ક્ષયોપશમે સુખકાજ. ૧ નમ્યા ન જે તે ભવ ભમ્યા,

નમી લહ્યા ગુણવૃંદ; નમિ પ્રભુએ ભાખિયું, સેવા છે સુખ કંદ. ૨ આતમમાં પ્રણમી રહી એ, સ્વયં નમિ ઘટ જોવે; ધ્યાનસમાધિ યોગથી, આત્મશક્તિ નહી ખોવે. ૩

## ૨૨ નેમિનાથ ચૈત્યવંદન.

બાવીશમા શ્રી નેમિનાથ, ઘોર બ્રહ્મવ્રત ધારી; શક્તિ અનંતી જેહની, ત્રણ ભુવન સુખકારી. ૧ ઈન્દ્ર ચન્દ્ર નાગેન્દ્રને, વાસુદેવો સર્વે; ચક્રવર્તિઓ નેમિને, સેવે રહી અગર્વે. ૨ કૃષ્ણાદિક ભક્તો ઘણા એ, જેની સેવા સારે; એવા પરમેશ્વર વિભુ, સેવંતાં સુખ ભારે. ૩

## ૨૩ પાર્શ્વનાથ ચૈત્યવંદન.

પાર્શ્વનાથ પાસે પ્રભુ, આત્મ જ્ઞાનથી દેખે; જડવણ આતમ ભાનથી, પ્રગટ પ્રભુ નિજ પેખે. ૧ જલધિમાં તારો યથા, ખેલે સ્વેચ્છાભાવે, તથા જ્ઞાની જડ વસ્તુમાં, ખેલે

જ્ઞાન સ્વભાવે. ૨ પંચ વર્ણની માટીને, ખાઇ બને છે શ્વેત; શંખની પેઠે જ્ઞાની બહુ, નિઃસંગી સંકેત. ૩ દેખે અજ્ઞાની બહિર, અંતર દેખે જ્ઞાની; જ્ઞાનીના પરિણામની, સાક્ષી કેવલજ્ઞાની. ૪ જ્ઞાનીને સહુ આસ્રવો,-સંવર રૂપે થાય; સંવર પણ અજ્ઞાનીને, આસ્રવ હેતુ સુહાય. ૫ પાર્શ્વ પ્રભુએ ઉપદિશ્યો એ, જ્ઞાન અજ્ઞાનનો ભેદ; બુદ્ધિસાગર આત્મમાં, જ્ઞાનીને નહીં ખેદ. ૬

## ૨૪ મહાવીર ચૈત્યવંદન.

પ્રભુ મહાવીર જગધણી, પરમેશ્વર જિન-રાજ; શ્રદ્ધા ભક્તિ જ્ઞાનથી, સાર્યાં સેવક કાજ. ૧ કાલ સ્વભાવ ને નિયતિ, કર્મ ને ઉદ્યમ જાણ; પંચ કારણે કાર્યની,-સિદ્ધિ કથી પ્રમાણ. ૨ પુરૂષાર્થ તેમાં કહ્યો, કાર્યસિદ્ધિ કરનાર; શુદ્ધાત્મા મહાવીર જિન, વંદુ

વાર હજાર. ૩ મહાવીર મહાવીર ધ્યાવતાં એ, મહાવીર આપોઆપ; બુદ્ધિસાગર વીરની, સાચી અંતર છાપ. ૪

**૨૫ શાશ્વતાઅશાશ્વતા જિન ચૈત્યવંદન**

શાશ્વત પ્રતિમાઓ ઘણી પ્રથમાદિ સ્વર્ગે જે રહી, જિન ભાવસ્મૃતિથી વંદતાં ઉપયોગની શુદ્ધિ વહી; જ્યોતિષીનાં સર્વે વિમાનો ત્યાં પ્રતિમા નિર્મલી, વ્યંતર ભુવનમાં જે રહી વંદુ હું પ્રેમે લળી લળી. ૧ જે જે જ માનવ લોકમાં તે તેજ વંદુ ભાવથી, સિદ્ધાંત આગમમાં કહી, ભાવે સ્મરૂં ગુણદાવથી; ઋષભાદિ ચારે નામથી શાશ્વત પ્રતિમા ધ્યાઇએ, શત્રુંજયાદિ તીર્થસ્થિત અશાશ્વતી મન લાઈએ. ૨ પાતાલ મૃત્યુ લોકમાં ને સ્વર્ગમાંહી વંદીએ, નામાદિતીર્થો સર્વને વંદીને કર્મ નિકંદીએ; પરમાત્મપ્રતિનિધિ તીર્થ જે

આત્માર્થ ઉપશમ આદિયે, બુદ્ધ્યબ્ધિ ભક્તિ-ભાવથી ઉપયોગથી મન લાવીએ. ૩

## ૨૬ સિદ્ધાચલ ચૈત્યવંદન.

સિદ્ધાચલ ગિરિ વંદીએ, દ્રવ્ય ભાવથી એશ; દ્રવ્ય ભાવ ગિરિ જાણતાં, રહે ન મનમાં ક્લેશ. ૧ સાત નયોથી જાણીને, વિમલાચલ ધ્યાનાર; અવશ્ય મુક્તિપદ લહે, શુદ્ધાતમ પદ સાર. ૨ નિર્વિકલ્પ સ્વભાવથી એ, તીર્થજ આપોઆપ; બુદ્ધિસાગર સંપજે, રહે ન દુવિધા તાપ. ૩

## ૨૭ સુવિધિનાથ ચૈત્યવંદન.

સુવિધિ જિનેશ્વર સાહિબા, અલવેશ્વર આધાર; પરમાતમ પરમેશ્વરા, ભવોદધિ તારણહાર. ૧ પરમેશ્વર અરિહંત જિન, અનંત શક્તિખાણ; નમું સ્તવું પૂજું સદા, ભયભંજન ભગવાન્. ૨ અઢાર દોષ રહિત પ્રભુએ,

તારો દિનદયાલ; "બુદ્ધિસાગર" ભક્તિએ,
થાવે મંગલમાલ. ૩

## ( સ્તવનો. )

### ૧ ઋષભદેવ સ્તવન.

( કાનુડો ન જાણે મોરી પ્રીત–એ રાગ )

પ્રભુજી ઋષભજિનેશ્વરદેવ, હૃદયમાં વ્હાલા લાગ્યા રે. પ્રભુ૦ આવિર્ભાવે દિલ પ્રગટો, કર્મ આવરણો વિઘટો, પ્રભુજી લાગ્યું તુજથી તાન, આત્મિકભાવે જાગ્યા રે. પ્રભુ૦ ૧ મોહનો પડદો દૂરે, થાતાં શુદ્ધાતમ સ્ફુરે, પછી રહે ન કિંચિત્ ભેદ, કર્મ સહુ જાવે ભાગ્યાં રે. પ્રભુ૦ ૨ કાચી બે ઘડીમાં મળવું, જ્યોતિમાં જ્યોતે ભળવું, એવું અનુભવ નિશ્ચયભાન, જીતનગારાં વાગ્યાં રે પ્રભુ૦ ૩ શુદ્ધોપયોગે સંગી, અંતરધ્યાતો રંગી, બુદ્ધિસાગર પ્રભુ હજુર, મળ્યા નહિ માગે માગ્યા રે. પ્રભુ૦ ૪

## ૨ અજિતનાથ સ્તવન.

( શ્રીરે સિદ્ધાચળ ભેટવા—એ રાગ. )

અજિતજિનેશ્વરદેવની, સેવા સુખકારી; નિશ્ચય ને વ્યવહારથી, સેવા જયકારી. અજિત૦ ૧ નિમિત્ત ને ઉપાદાનથી, સેવન ઉપકારી; દ્વેષ ખેદ ને ભય તજી, સેવો હિતકારી. અજિત૦ ૨ દુર્લભ સેવન ઇશનું, ધાતોધાતે મળવું; પરપરિણામને ત્યાગીને, શુદ્ધભાવમાં ભળવું. અજિત૦ ૩ ષટ્કારક જીવદ્રવ્યમાં, પરિણમતાં જ્યારે; ત્યારે સેવન સત્ય છે, ભવપાર ઉતારે. અજિત૦ ૪ નિર્વિકલ્પ ઉપયોગથી, નિત્ય સેવો દેવા; નિજ નિજ જાતિની સેવના, મીઠા શિવમેવા. અજિત૦ ૫ પરમપ્રભુ નિજ આતમા, સેવનથી હોવે; બુદ્ધિસાગર સેવતાં, નિજરૂપને જોવે. અજિત૦ ૬

## ૩ સંભવનાથ સ્તવન.

( રાગ ઉપરનો. )

સંભવજિનવર જાગતો, દેવ જગમાં દીઠો; અનુભવ-જ્ઞાને જાણતાં, મન લાગે મીઠો. સંભવ૦ ૧ પ્રગટે ક્ષાયિક લબ્ધિયો,સંભવજિન-ધ્યાને; સંભવચરણની સેવના, કરતાં સુખ માણે. સંભવ૦ ૨ સંભવધ્યાને ચેતના, શુદ્ધ ઋદ્ધિ પ્રગટે, વીર્યોલ્લાસની વૃદ્ધિથી, મોહ-માયા વિઘટે. સંભવ૦ ૩ સંભવ-દૃષ્ટિ જાગતાં, સંભવજિન-સરિખો; આલંબન સંભવપ્રભુ, એકતાએ પરખો. સંભવ૦ ૪ સંભવસંયમસાધના, સાચી એક ભક્તિ;બુદ્ધિસાગર ધ્યાનમાં,જ્ઞાન-દર્શનવ્યક્તિ. સંભવ૦ ૫

## ૪ અભિનંદન સ્તવન.

( રાગ ઉપરનો. )

અભિનંદનઅરિહંતનું, શરણું એક સાચું;

લોકોત્તર ચિન્તામણિ, પામી દિલ રાચું. અભિ૦ ૧ લોકોત્તર આનંદના, પરમેશ્વર ભોગી; શાતા–અશાતાવેદની, ટળતાં સુખ યોગી. અભિ૦ ૨ ઉજ્વલ ધ્યાનની એકતા, ખેંચી પ્રભુ આણે; પુદ્ગલને દૂરે કરી, શુદ્ધરૂપ પ્રમાણે. અભિ૦ ૩ પિંડસ્થાદિક ધ્યાનથી, પ્રભુ દર્શન આપે; બુદ્ધિસાગર ભક્તિથી, સત્ય–આનંદ વ્યાપે. અભિ૦ ૪

## ૫ સુમતિનાથ સ્તવન.

( રાગ ઉપરનો. )

સુમતિચરણમાં લીનતા, સાતનયથી ખરી છે; સમકિત પામી ધ્યાનથી, યોગિયોએ વરી છે. સુમતિ૦ ૧ નૈગમ સંગ્રહ જાણજો, વ્યવહાર વિચારો; ઋજુસૂત્ર વર્તમાનના, પરિણામને ધારો. સુમતિ૦ ૨ અનુક્રમ ચરણ વિચારને, નયો સમ જણાવે; શબ્દ અર્થ નય ચરણને,

અનેકાંત ગ્રહાવે. સુમતિ૦ ૩ દ્રવ્ય અને ભાવ ભેદથી, ચઉ નિક્ષેપ ભેદે; તુજ ચારિત્રને ધારતાં, આઠ કર્મને છેદે. સુમતિ૦ ૪ અજર-અમર અરિહંત! તું, ભેદભાવને ટાલે; બુદ્ધિસાગર ચરણથી, શિવમંદિર મ્હાલે. સુમતિ૦ ૫

## ૬ પદ્મપ્રભુ સ્તવન.

( રાગ ઉપરનો. )

પદ્મપ્રભુ! જિનરાજ! તું, શુદ્ધચૈતન્ય-યોગી; ક્ષાયિકચેતનઋદ્ધિનો, પ્રભુ! તું વડ ભોગી. પદ્મ૦ ૧ હરિ હર બ્રહ્મા તું ખરો, જડભાવથી ન્યારો; અષ્ટઋદ્ધિભોક્તા સદા, ભવપાર ઉતારો. પદ્મ૦ ૨ નામ-રૂપથી ભિન્ન તું, ગુણ—પર્યાયપાત્ર; શુદ્ધરૂપ ઓળખાવવા, ગુરૂ તું—હું છાત્ર. પદ્મ૦ ૩ સત્તાથી સરખો પ્રભુ, શુદ્ધ કરશો વ્યક્તિ; બુદ્ધિસાગર ભાવથી, પ્રભુ રૂપની ભક્તિ. પદ્મ૦ ૪

## ૭ સુપાર્શ્વનાથ સ્તવન.

( રાગ કેદારો. )

શ્રી સુપાર્શ્વજિનેશ્વર પ્યારો, ભવજલધિથી તારોરે; સ્થિરઉપયોગે દિલમાં ધાર્યો, મોહ-મહામલ્લ હાર્યોરે. શ્રી સુપાર્શ્વ૦ ૧ મનમંદિરમાં દીપક સરખો, રૂપ જોઈ જોઇ હરખ્યોરે; ષટ્કારકનો દિવ્ય તું ચરખો, પરમ પ્રભુરૂપ પરખ્યોરે. શ્રી સુપાર્શ્વ૦ ૨ ક્ષાયિકગુણધારી જયકારી ,શાશ્વતશિવ સુખકારીરે; બુદ્ધિસાગર ચિદ્ઘનસંગી, જય ! જય ! જિન ! ઉપકારીરે. શ્રી સુપાર્શ્વ૦ ૩

## ૮ ચંદ્રપ્રભુ સ્તવન.

( એ અબ શોભા સારી હો મલ્લિજિન—એ રાગ. )

ચંદ્રપ્રભુ! પદ રાચું હો ચિદ્ઘન! ચંદ્રપ્રભુ ! પદ રાચું; મન માન્યું એ સાચું હો ચિદ્ઘન ! ચંદ્રપ્રભુ! પદ રાચું. શુદ્ધ

અખંડ અનંત ગુણ-લક્ષ્મી, તેના પ્રભુ! તમે હરિયા; સત્તાએ જ્ઞાનાદિક લક્ષ્મી, વ્યક્તિપણે તમે વરિયા હો ચિ૦ ૧ અનાદ્યનન્ત ને આદિ-અનન્ત, સત્તા-વ્યક્તિ સુહાયા; અસ્તિ-નાસ્તિમય ધર્મ અનન્તા, સમય સમયમાં પાયા હો ચિ૦ ૨ ક્ષપકશ્રેણિયે ઉજ્જવલધ્યાને, ઘાતક કર્મ ખપાવ્યાં, દગ્ધરજ્જુવત્ કર્મ અઘાતી, તેરમે ચૌદમે નસાવ્યાં હો ચિ૦ ૩ કેવલજ્ઞાને જ્ઞેય અનન્તા, સમય સમય પ્રભુ! જાણો; અવ્યાબાધ અનન્તુ વીર્ય, સમય સમય પ્રભુ! માણો હો ચિ૦ ૪ ઋદ્ધિ તમારી તેવીજ મારી, કદિય ન મુજથી ન્યારી; ચંદ્રપ્રભુ-આદર્શ નિહાળી, આત્મિકઋદ્ધિ સં-ભારી હો ચિ૦ ૫ નિજ સ્વજાતીય સિંહ નિહાળી, અજવૃન્દગત હરિ ચેત્યો; નિજ સ્વ-જાતીય સિદ્ધ સંભારી, જીવ સ્વપદમાં વહેતો

હો ચિ૦ ૬ અન્તર-દૃષ્ટિ અનુભવ-યોગે, જાગી નિજપદ રહિયો; બુદ્ધિસાગર પરમ મહોદય, શાશ્વતલક્ષ્મિ લહિયો હો ચિ૦ ૭

## ૯ સુવિધિનાથ સ્તવન.

( નદી યમુનાકે તીર—એ રાગ. )

સુવિધિજિનેશ્વર ! દેવ ! દયા દીનપર કરો, કરૂણાવંત મહંત વિનતિ એ દિલ ધરો; ભવસાગરની પાર ઉતારો કર ગ્રહી, શક્તિ અનન્તના સ્વામી કહાવો છો મહી. ૧ તમનો શો છે ભાર કહો રવિ આગળે, કીડીનો શો ભાર કે કુંજરને ગળે; કર્મતણો શો ભાર પ્રભુજી ! તુમ છતે, સિંહતણો શો ભાર અષ્ટાપદ ત્યાં જતે. ૨ શું ખદ્યોતનું તેજ રવિ જ્યાં ઝળહળે, તેમ શું મોહનું જોર કે ઉપયોગ નીકળે; સસલાનું શું જોર સિંહ આગળ અહો ! અનેકાંત જ્યાં જ્યોતિ

એકાંતનું શું કહો. ૩ પરમપ્રભુ વીતરાગ રાગ ત્યાં શું કરે, દેખી ઇન્દ્રની શક્તિ કે સુર સહુ કરગરે; પ્રાણજીવન વીતરાગ હૃદયમાં મુજ વસ્યા; તે દેખી મોહયોધ કે સહુ દૂરે ખસ્યા. ૪ ગુણ-પર્યાયાધાર ! સ્મરણ ત્હારૂં ખરૂં, ધ્યાન-સમાધિયોગે અલખ નિજપદ વરૂં; પરમબ્રહ્મ ! જગદીશ્વર ! જય જિનરાજજી ! શરણે આવ્યો સેવક રાખો લાજજી. ૫ વાર વાર શી ? વિનતિ જાણો સહુ કહ્યું, વાર લગાડો ન લેશ દુઃખ મેં બહુ સહ્યું; બુદ્ધિસાગર સત્ય ભક્તિથી ઉદ્ધારજો, વન્દન વાર હજાર વિનતિ એ સ્વીકારજો. ૬

## ૧૦ શીતલનાથ સ્તવન.

( પ્રીતલડી બંધાણીરે અજિત જિણંદશું-એ રાગ. )

પ્રીતલડી બંધાણીરે શીતલ જિણંદશું, પ્રભુવિના ક્ષણમાત્ર નહિ સોહાયજો; પ્રેમીવિના

નહિ બીજો તે જાણી શકે, રૂપ પ્રભુનું દેખી મન હરખાયજો. પ્રીતલડી૦ ૧ અન્તરના ઉપયોગે પ્રભુજી દિલ વસ્યા, ભક્તિ આધીન પ્રભુજી પ્રાણ સનાથજો; અનુભવયોગે રંગ મજીઠનો લાગિયો, ત્રણભુવનના સ્વામી આવ્યા હાથજો. પ્રીતલડી૦ ૨ જેમ પ્રભુનાં દર્શનમાં સ્થિરતા થતી, તેમ પ્રભુજી આનન્દ આપે બેશજો; આનન્દદાતા-ભોક્તાની થઇ એકતા, ચઢી ખુમારી યાદી આપે હંમેશજો. પ્રીતલડી૦ ૩ આત્માઽસંખ્ય પ્રદેશે શીતલતા ખરી, અવધૂત યોગી પ્રગટાવે સુખકંદજો; ઔદયિકભાવ નિવારી ઉપશમ આદિથી, ટાળે સઘળા મોહતણા મહાફંદજો. પ્રીતલડી૦ ૪ ગુણ સ્થાનક-નિઃસરણિ ચઢતો આતમા, ઉજ્જવલ યોગે પામે શિવપુર મ્હેલજો; ક્ષાયિકભાવે સુખ અનંતું ભોગવે, નિજપદધ્રુવતા ધારી કરતો સ્હેલજો.

પ્રીતલડી૦ ૫ બાહ્ય-ભાવની સર્વ ઉપાધિ નાસતાં, પ્રભુવિરહનો નાશ થશે નિર્ધારજો; અનુભવયોગે રંગાયો જિનરૂપમાં, થાશું પ્રભુ-સમા અન્તે જયકારજો. પ્રીતલડી૦ ૬ નિજગુણ-સ્થિરતામાં રંગાવું સહજથી, વસ્તુધર્મ-જ્ઞાનાદિક તું આધારજો; બુદ્ધિસાગર અનુભવ-વાજાં વાગિયાં, ભેટયા શીતલજિનવર જગ જયકારજો. પ્રીતલડી૦ ૭

## ૧૧ શ્રેયાંસનાથ સ્તવન.

( રાગ કેદારો. )

શ્રીશ્રેયાંસજિનસાહિબસેવા, શાશ્વતશિવસુખ-મેવારે; દ્રવ્યાર્થિક—પર્યાયાર્થિકનય, શુદ્ધ નિરંજન દેવારે. શ્રી શ્રેયાંસ૦ ૧ યોગી, ભોગી, ગતભય-શોકી, કર્માષ્ટકથી ભિન્નરે; શુદ્ધોપયોગી, સ્વપરપ્રકાશક, ક્ષાયિકનિજગુણ લીનરે. શ્રી શ્રેયાંસ૦ ૨ અનંતગુણ-પર્યાયની

અસ્તિ, સમયે સમયે અનંતીરે; પરદ્રવ્યાદિકની નાસ્તિતા, સમયે અનંતી વહંતીરે. શ્રી શ્રેયાંસ૦ ૩ અસ્તિ-નાસ્તિમય શુદ્ધસ્વરૂપી, સંગ્રહનયથી અનાદિરે; વ્યકતપણું શબ્દાદિક-નયથી, સર્વજીવોમાં આદિરે. શ્રી શ્રેયાંસ૦ ૪ અગ્નિથી જેમ અગ્નિ પ્રગટે, શુદ્ધ ચેતનથી શુદ્ધરે; બુદ્ધિસાગર પુષ્ટાલંબન, ઉપાદાન-ગુણ બુદ્ધરે. શ્રી શ્રેયાંસ૦ ૫

## ૧૨ વાસુપૂજ્ય સ્તવન.

( ગિરૂઆરે ગુણ તુમતણા—એ રાગ. )

વાસુપૂજ્ય ! ત્રિભુવનધણી, પરમાનન્દ વિલાસીરે; અકળકળા નિર્ભય પ્રભુ, ધ્યાને નાસે ઉદાસીરે. વાસુપૂજ્ય૦ ૧ જગજીવન જગનાથ છો, પરમબ્રહ્મ મહાદેવારે; વ્યાપક જ્ઞાનથી વિષ્ણુ છો, સુરપતિ કરે પદસેવારે. વાસુપૂજ્ય૦ ૨ આદિ-અનન્ત તું વ્યક્તિથી, એવંભૂતથી

યોગીરે; અનાદ્યનન્ત સત્તાપણે, ગુણ પર્યવનો ભોગીરે. વાસુપૂજ્ય૦ ૩ વ્યાપ્ય વ્યાપકતા અભેદતા, જ્ઞાતા જ્ઞેય અભેદીરે; ભિન્નાભિન્ન સ્વભાવ છે, વેદરહિત પણ વેદીરે. વાસુપૂજ્ય૦ ૪ પરમ મહોદય ચિન્મણિ, અજરામર અવિનાશીરે; નિત્ય નિરંજન સુખમયી, વ્યક્તિ શુદ્ધ પ્રકાશીરે. વાસુપૂજ્ય૦ ૫ નિરક્ષર અક્ષર વિભુ, જગબંધવ જગત્રાતારે; ક્ષાયિક નવલબ્ધિ ધણી, જ્ઞેય અનંતના જ્ઞાતારે. વાસુપૂજ્ય૦ ૬ પુરૂષોત્તમ પુરાણ તું, તુજ ધ્યાને સુખ લહીશુંરે; બુદ્ધિસાગર શુદ્ધતા, પામી જિનપદ રહીશુંરે. વાસુપૂજ્ય૦ ૭

## ૧૩ વિમલનાથ સ્તવન.

( શ્રી શ્રેયાંસજિન અંતર્યામી–એ રાગ. )

વિમલજિનેશ્વર ચેતન ભાવો, ગાવો બહુ મન ધ્યાવોરે; સંગ્રહનયથી નિર્મળ ચેતન, શબ્દાદિકથી બનાવોરે. વિમલ૦ ૧ પ્રતિપ્રદેશે

જ્ઞાન અનંતુ, છતિ સામર્થ્ય-પર્યાયરે; ક્ષયોપશમથી-ક્ષાયિકભાવે,લોકાલોક જણાયરે. વિમલ૦ ૨ અસંખ્યપ્રદેશી ચિદ્દ્ઘનરાયા, અનંતશક્તિ વિલાસીરે; આવિર્ભાવે ચેતનમુક્તિ, નાસે સકલ ઉદાસીરે. વિમલ૦ ૩ અનંતગુણની શુદ્ધ ક્રિયાનો, સમયે સમયે ભોગીરે; બુદ્ધિસાગર શુદ્ધ ક્રિયાથી, સિદ્ધ સનાતન યોગીરે. વિમલ૦ ૪

## ૧૪ અનંતનાથ સ્તવન.

(રાગ ઉપરનો.)

અનંત ગુણ-પર્યાયનું ભાજન, અનંતપ્રભુ મન ધ્યાવુંરે; પરપરિણમતા દૂર હઠાવી, શુદ્ધ રમણતા પાવુંરે. અનંત૦ ૧ જ્ઞાનસ્વરૂપી જ્ઞેયસ્વરૂપી, પરજ્ઞેયાદિક ભિન્નરે; જ્ઞેય અનંતા જ્ઞાન અનંતુ, જ્ઞાતા જ્ઞાનાભિન્નરે. અનંત૦ ૨ ગુણ અનંતા સમયે સમયે, વ્યયોત્પત્તિતા પાવેરે; દ્રવ્યરૂપ ત્રણ કાલમાં ધ્રુવ છે, કેવલજ્ઞાની

ગાવેરે. અનંત૦ ૩ અનંતગુણમાં અસ્તિ-નાસ્તિતા, સમયે સમયે જાણોરે; અસ્તિ-નાસ્તિથી સપ્તભંગીની, ઉત્પત્તિ ચિત્ત આણોરે. અનંત૦ ૪ એક સમયમાં સર્વભાવને, કેવલજ્ઞાની જાણેરે; સપ્તભંગીથી ધર્મ પ્રબોધે, ઉપદેશક ગુણઠાણેરે. અનંત૦ ૫ વિશેષ સ્વભાવે ગુણ અનંતા, ભેદ પરસ્પર પાવેરે; બુદ્ધિસાગર જાણે તેના, મનમાં અનંતપ્રભુ આવેરે. અનંત૦ ૬

## ૧૫ ધર્મનાથ સ્તવન.

(રાગ ઉપરનો.)

ધર્મજિનેશ્વર પરમકૃપાળુ, વંદી ભવભય ટાળુંરે; ધર્મજિનેશ્વર ધ્યાન કર્યાથી, અન્તરમાં અજવાળુંરે. ધર્મ૦ ૧ વસ્તુ-સ્વભાવ તે ધર્મ પ્રકાશે, કેવલજ્ઞાને સાચોરે; નય-નિક્ષેપે ધર્મને સમજી, શુદ્ધસ્વરૂપમાં રાચોરે. ધર્મ૦ ૨ ધર્મા-

દિક ષડ્દ્રવ્યને જાણે, અનન્તગુણ-પર્યાયરે; જ્ઞેયોપાદેયહેયના જ્ઞાને, વસ્તુ-ધર્મ પરખાયરે. ધર્મ૦ ૩ ચેતનતા પુદ્ગલપરિણામી, પુદ્ગલ-કર્મ કરે છેરે; ચેતનતા નિજરૂપ પરિણામી, કર્મ-કલંક હરે છે રે. ધર્મ૦ ૪ જડ-પુદ્ગલથી ન્યારો ચેતન, જ્ઞાનાદિકગુણ ધારીરે; બુદ્ધિસાગર ચેતન-ધર્મે, પામે સુખ નરનારીરે. ધર્મ૦ ૫

## ૧૬ શાંતિનાથ સ્તવન.

(સમકિત દ્વાર ગભારે પેસતાંજી-એ રાગ.)

શાંતિ જિનેશ્વર પરમેશ્વર વિભુજી, ગાતાં ને ધ્યાતાં હર્ષ અપારરે; શાંતિ સ્મરંતાં પ્રગટે શાંતતાજી, સહજ યોગે નિર્ધારરે. શાંતિ૦ ૧ મનમાં છે મોહજ તાવત્ દુઃખ છેજી, મોહ ટળ્યાથી સાચી શાંતિરે; તમ ને રજથી નહીં શાંતિ આત્મનીજી, સાત્ત્વિક શાંતિ છેવટે

શાંતિરે. શાંતિ૦ ૨ દેહ ને મનમાં શાંતિ નહીં ખરીજી, શાંતિ ન બાહિર ભોગે થાયરે; યાવત્ મનમાં સંકલ્પો જાગતાજી, તાવત્ ન શાંતિ સત્ય સુહાયરે. શાંતિ૦ ૩ શાંતિ અનુભવ આવે સમપણેજી, ઉપશમ આદિ ક્ષાયિકભાવરે; સહજ સ્વભાવે વિકલ્પો ટળેજી, શાંતિ અનંતી આતમ દાવરે. શાંતિ૦ ૪ દ્રવ્યે ને ભાવથી શાંતિ પામવાજી, જ્ઞાને લગાવો આતમતાનરે; શાંતિ પ્રભુમય આતમ થૈ રહેજી બુદ્ધિસાગર ભગવાન્‌રે. શાંતિ૦ ૫

## ૧૭ કુંથુનાથ સ્તવન.

( સાંભળજો મુનિ સંયમરાગે—એ રાગ. )

કુંથુજિનેશ્વર જગ જયકારી, ચોત્રીશ અતિશય ધારીરે; પાંત્રીશ વાણી ગુણથી શોભે, સમવસરણ સુખકારીરે. કુંથુ૦ ૧ વસ્તુધર્મ

સ્યાદ્વાદ પ્રરૂપે, કેવલજ્ઞાનથી જાણીરે, ધર્મ ગ્રહી પાળી શિવ લેવે, જગમાંહિ બહુ પ્રાણીરે. કુંથુ૦ ૨ સપ્તભંગી ને સાતનયોથી, ષડ્-દ્રવ્યોને જણાવેરે; ઉપાદેય ચેતનના ધર્મો, ઓધી શિવ પરખાવેરે. કુંથુ૦ ૩ શુદ્ધું આત્મસ્વરૂપ બતાવી, મિથ્યા-ભ્રમણા હઠાવેરે; અસ્તિનાસ્તિમયધર્મ અનન્તા, દ્રવ્ય દ્રવ્યમાં ભાવેરે. કુંથુ૦ ૪ ચાર નિક્ષેપે ચાર પ્રમાણે, વસ્તુસ્વરૂપને દાખેરે; દ્રવ્ય ક્ષેત્ર ને કાલ ભાવથી, વસ્તુસ્વરૂપને ભાખેરે. કુંથુ૦ ૫ આનન્દકારી જગહિતકારી, ગુણપર્યાયાધારીરે; ઉત્પત્તિ-વ્યય-ધ્રુવતામયી પ્રભુ, શાશ્વતપદ સુખકારીરે. કુંથુ૦ ૬ જિનસ્વરૂપ થઇ જિનવર સેવી, લહીએ અનુભવમેવારે; બુદ્ધિ-સાગર જ્ઞાનદિવાકર, સહજયોગ પદસેવારે. કુંથુ૦ ૭

## ૧૮ અરનાથ સ્તવન.

( શ્રીરે સિદ્ધાચળ ભેટવા-એ રાગ. )

શ્રી અરનાથજી વંદીએ, શુદ્ધજ્ઞાન પ્રકાશી; જડ-ચેતનભેદજ્ઞાનથી, ટળે સકલ ઉદાસી. શ્રી અર. ૧ સંગ્રહનય એકાન્તથી, એક સત્તા માને; સર્વજીવનો આતમા, એક દિલ પિછાણે. શ્રી અર. ૨ વ્યવહારનય વિશેષથી, વ્યક્તિ બહુ દેખે; વ્યક્તિ વિના સત્તા કદી, કોઇ નજરે ન પેખે. શ્રી અર. ૩ સામાન્ય ને વિશેષની, એક દ્રવ્યે સ્થિતિ; વ્યક્તિ અનંતા આતમા, અનેકાન્તની રીતિ. શ્રી અર. ૪ માયા પુદ્ગલ-ભાવથી, છતી શાસ્ત્રે ભાખી; ચૈતન્ય-ભાવે જાણજો માયા અછતી દાખી. શ્રી અર. ૫ એકાન્તે મિથ્યા સદા, નિત્યાદિકભાવા; બુદ્ધિસાગર ધર્મ છે, સ્યાદ્વાદસ્વભાવા. શ્રી અર. ૬

## ૧૯ મલ્લિનાથ સ્તવન.

(હે સુખકારી ! આ સંસારથકી જો મુજને ઉદ્ધરે—એ રાગ.)

ઉપયોગ ધરી, મલ્લિજિનેશ્વર પ્રણમી શિવસુખ ધારીએ; તજી બાહ્ય-દશા, શુદ્ધરમણુતાયોગે કર્મ નિવારીએ. પ્રભુ ! મુજ સત્તા છે તુજસમી, નિર્મલવ્યક્તિ મુજ ચિત્ત રમી, તેં અશુદ્ધ-પારણુતિ તુર્ત દમી. ઉપયોગ. ૧ નિજભાવરમણુતા રંગાશું; અંતર્યામી પ્રભુને ગાશું, પ્રભુવ્યક્તિસમા અન્તર થાશું. ઉપયોગ. ૨ ચેતનતા નિજમાં રંગાશે, પ્રભુ ! તુજ મુજ અંતર ઝટ જાશે, સહજાનંદી ચેતન થાશે. ઉપયોગ. ૩ પ્રભુ ! વસ્તુ-ધર્મ તન્મય થાવું, મુજ સત્તાધર્મ પ્રગટ પાવું, ગુણઠાણે ગુણ સહુ નિપજાવું. ઉપયોગ. ૪ પ્રભુધ્યાને શુદ્ધદશા જાગે, વેગે જયડંકો જગ વાગે, બુદ્ધિસાગર જિનવરરાગે. ઉપયોગ.૫

## ૨૦ મુનિસુવ્રત સ્તવન.

(તાર હો તાર પ્રભુ! મુજ સેવક ભણી—એ રાગ.)

તાર હો તાર પ્રભુ! શુદ્ધ દિનકર વિભુ! શરણ તું એક છે મુજ સ્વામી; જ્ઞાન-દર્શન ધણી, સુખ ઋદ્ધિ ધણી. નામી પણ વસ્તુતઃ તું અનામી. તાર. ૧ ભોગી પણ ભોગના ફંદથી વેગળો, યોગી પણ યોગથી તું નિરાળો; જાણતો અપર ને અપરથી ભિન્ન તું, વિગતમોહી પ્રભુ! શિવ મ્હાલો. તાર. ૨ દ્રવ્ય ક્ષેત્ર અને કાલ ને ભાવથી, આત્મદ્રવ્યે પ્રભુ! તું સુહાયો; સ્વગુણની અસ્તિતા, નાસ્તિતા પરતણી, શુદ્ધકારકમયી વ્યક્તિ પાયો. તાર. ૩ શુદ્ધ પરબ્રહ્મની પૂર્ણતા પામીને, વિષ્ણુ જગમાં પ્રભુ! તું ગવાયો; કર્મદોષો હરી હર પ્રભુ! તું થયો, સત્ય મહાદેવ તું છે સવાયો. તાર. ૪ શુદ્ધરૂપે રમી

રામ તું જગ થયો, શુદ્ધ આનન્દતાનો વિલાસી; રહેમ કરતાં થયો શુદ્ધ રહેમાન તું, શુદ્ધ ચૈતન્યતા ધર્મકાશી. તાર. ૫ નામ ને રૂપથી ભિન્ન તું છે પ્રભુ! જાણતો તત્ત્વ સ્યાદ્વાદજ્ઞાની; શરણ તારૂં ગ્રહ્યું, ચરણ તારૂં લહ્યું, રહો નહિ વાત હે નાથ! છાની. તાર. ૬ ભક્તિના તોરના જોરમાં પ્રભુ મળ્યા, સહજ આનંદના ઓઘ પ્રગટયા; જાણું પણ કહી શકું કેમ નિર્વાચ્યને, સકળ વિષયોતણા ફંદ વિઘટયા. તાર. ૭ એકતા લીનતા ભક્તિના તાનમાં, ઘેન આનંદની દિલ છવાઈ; બુદ્ધિસાગર પ્રભુ ભેટિયા ભાવથી, મુક્તિની ઘેર આવી વધાઈ. તાર. ૮

## ૨૧ નમિનાથ સ્તવન.

(થાંપર વારી મારા સાહિબા કાબીલ મત જાજો—એ રાગ.)

નમિજિનવર નમું ભાવથી, મારે મોંઘા

મોલે; ધર્માદિદ્રવ્ય-શક્તિયો, એક ગુણના ન તોલે. ૧ શુદ્ધધ્યાનમાં આવીને, રંગોરંગમાં વસિયો; ઘાતોઘાત મળી ખરી, લેશ માત્ર ન ખસિયો. ૨ સ્વ સ્વ જાતિ મળી ખરી. જડ-ભાવ વિદૂરે; ધ્યાતા ધ્યેયના તાનમાં; સત્ય-સુખડાં સ્ફુરે. ૩ અનુભવતાળી લાગતાં, આનંદ-ખુમારી; પરમપ્રભુ-આદર્શમાં, જોઈ જાતિ મેં મારી. ૪ શુદ્ધદ્રવ્ય જેવું તાહરૂં, તેવું મારૂં દીઠું; સત્તાએ સરખા પ્રભુ, મન લાગ્યું મીઠું. ૫ તારૂં ધ્યાન તે માહરૂં, દોષ મુજથી નાસે; શુદ્ધદશાના ધ્યાનમાં, એકમેકતા ભાસે. ૬ એકમેકતા યોગમાં, મનમંદિર આણ્યા; તાણ્યા જાઓ નહિ વ્યક્તિથી, પણ શાને તાણ્યા. ૭ શુદ્ધજ્ઞેયાકારી જ્ઞાનથી, એકરૂપે ભળિયા; તુજ સેવાકાર વ્યક્તિથી, વેગે દોષો ટળિયા. ૮ નિર્વિકલ્પ-ઉપયોગથી,

શુદ્ધ રૂપમાં મળશું; બુદ્ધિસાગર શિવમાં, જ્યોતિ જ્યોતિમાં ભળશું. ૯

## ૨૨ નેમિનાથ સ્તવન.

( રાગ ઉપરનો. )

રાજુલ કહે છે શામળા, કેમ પાછા વળિયા; મુજને મૂકી નાથજી, કોનાથી હળિયા. ૧ પશુદયા મનમાં વસી, કેમ મ્હારી ન આણો; સ્ત્રીને દુઃખી કરી પ્રભુ ! હઠ ફોગટ તાણો. ૨ લગ્ન ન કરવાં જો હતાં, કેમ આંહી આવ્યા; પોતાની મરજી વિના, કેમ બીજા લાવ્યા. ૩ ઋષભાદિ તીર્થંકરા, ગૃહવાસે વસિયા; તેનાથી શું તમે જ્ઞાની કે, આવી દૂરે ખસિયા. ૪ શુકન જોતાં ન આવડ્યા, કહેવાતા ત્રિજ્ઞાની; બનવાનું એમ જો હતું, વાત પહેલાં ન જાણી. ૫ જાદવ

કુળની રીતડી, બોલ બોલી ન પાળે; આરંભી પડતું મૂકે, તે શું? અજુવાળે. ૬ કાળા કામણગારડા, ભીરૂ થઈ શું? વળિયા; હુકમ-થી પશુઆં દયા, આણ માનત બળિયા. ૭ વિરાગી જો મન હતું, કેમ તોરણ આવ્યા; આઠ ભવોની પ્રીતડી, લેશ મનમાં ન લાવ્યા. ૮ મારી દયા કરી નહિ જરા, કેમ અન્યની કરશો; નિર્દય થઈને વાલ્હમા, કેમ ઠામે ઠરશો. ૯ વિરહવ્યથાની અગ્નિમાં, બળતી મને મૂકી; કાળાથી કરી પ્રીતડી, અરે પોતે હું ચૂકી. ૧૦ જગમાં કોઈ ન કોઈનું, એમ રાજુલ ધારે; રાગિણી થઈ વૈરાગિણી, મન એમ વિચારે. ૧૧ સંકેત કરવા પ્યારીને, પ્રાણપતિ! અહિં આવ્યા; હરિણદયાથી બહુ દયા, પ્રભુ! મુજ પર લાવ્યા. ૧૨ ભવનાં લગ્ન નિવારવા, જાન મુક્તિથી

આણી; આંખે આંખ મિલાવીને, મને મુક્તિ ાં
તાણી. ૧૩ હું ભોળી સમજી નહીં, સા
જગમાં અબળા; નાથે નેહ નિભાવિયો, ધન્ય
સ્વામી સબળા. ૧૪ ભોગાવલીના જોરથી,
ગૃહવાસમાં ફસિયા; ઋષભાદિક તીર્થંકરા, લલ-
નાસંગરસિયા. ૧૫ ભોગાવલીના અભાવથી,
મારો સંગ ન કીધો; બ્રહ્મચારી મારા સ્વા-
મિજી, જશ જગમાં લીધો. ૧૬ સ્રીને
ચેતાવવા આવિયા, સ્વામી ઉપકારી; આઠ
ભવોની પ્રીતડી, પૂરી પાળી સારી. ૧૭
હાથોહાથ ન મેળવ્યો, સ્વામી ગુણરાગી;
સ્વામીના એ કૃત્યથી, હું થઈ વૈરાગી. ૧૮
ત્રિજ્ઞાનીના કાર્યમાં, કાંઇ આવે ન ખામી;
રાજુલ વૈરાગણ બની, શુદ્ધ-ચેતના પામી.
૧૯ જૂઠાં સગપણ મોહથી, મોહની એ મા-
યા; ભ્રાંતિથી જગ જીવડા, નાહક લલચાયા.

૨૦ નર કે નારી 'હું' નહિ, પુદ્દગલથી હું ન્યારી; પુદ્દગલ-કાયાખેલમાં, શુદ્ધ-બુદ્ધતા હારી. ૨૧ નામરૂપથી ભિન્ન હું, એક ચેતન જાતિ; ક્ષત્રિયાણી વ્યવહારથી, કોઈ મારી ન જ્ઞાતિ. ૨૨ અનંતકાળથી આથડી; સંસારમાં દુઃખી; વિષયવિકારો સેવતાં, કોઈ થાય ન સુખી. ૨૩ જડસંગે પરતંત્રતા, મોહ-વૈરીએ તાણી; ઉપકારી સાચા પ્રભુ ! સત્ય પંથમાં આણી. ૨૪ બની વૈરાગણ નેમિની,-પાસે ઝટ આવી; ઉપકારી સ્વામી કર્યા, સંયમલય લાવી. ૨૫ શોભા સતીની મોટકી, જગ રાજુલ પામી; રહનેમિને બોધથી, થઈ ગુણવિશ્રામી. ૨૬ એક ટેકી થઈ રાજુલે, ભાવ-સ્વામી કીધા; અદ્દભુત ચારિત્ર ધારીને, જગમાં જશ લીધા. ૨૭ સાચી ભક્તિ સ્વામીની, અંતરમાં ઉતારી;

નવરસ-રંગે ઝીલતી, લહે સુખ ખુમારી. ૨૮ ચેતન-ચેતના ભાવથી, એક સંગે મળિયાં; ક્ષપકશ્રેણિ-નિસ્સરણિથી, શિવમંદિર ભળિયાં. ૨૯ કર્મ કટક સંહારીને, નેમ-રાજુલનારી; શિવપુરમાં સુખિયાં થયાં, વંદુ વાર હજારી. ૩૦ શુદ્ધ ચેતન સંગમાં, શુદ્ધ ચેતના રહેશે; બુદ્ધિસાગર ભક્તિથી, શાશ્વત સુખ લહેશે. ૩૧

## ૨૩ પાર્શ્વનાથ સ્તવન.

( મારા પાસજીરે લોલ—એ રાગ. )

આતમ !!! પાર્શ્વ પ્રભુના પ્રેમને, અંતર ધારજોરે લોલ; પ્રગટે જે જે કષાયો ચિત્તમાં તેહને વારજોરે લોલ. આતમ૦ ૧ પ્રભુના જૈનધર્મમાં શંકા, આદિ નહીં કરોરે લોલ; ગુરૂ ને ધર્મની સંઘની રક્ષા,-માટે ઝટ મરોરે લોલ. આતમ૦ ૨ જગમાં

જૈનો વધવા હેતકે, સહુ સ્વાર્પણ કરોરે લોલ; સાધર્મિક દેખીને સ્વાર્પણ,–પ્રીતિ ઘટ ધરોરે લોલ. આતમ૦ ૩ જિન ને જૈનની સેવા ભક્તિમાં, ભેદ ન એકતારે લોલ; પ્રભુજી સંઘની સેવા તે તુજ, સેવા વિવેકતારે લોલ. આતમ૦ ૪ સેવા ભક્તિમાં છે અભેદ કે, પ્રભુ ને ભક્તમાંરે લોલ; પ્રભુજી એવો મુજ વિશ્વાસ છે, વ્યાપ્યો રક્તમાંરે લોલ. આતમ૦ ૫ પ્રભુની ગુરૂની સંઘની સેવા, ભક્તિ એક છેરે લોલ; જૈનમાં જિનપણું નિરખાતું કે, સ્વાર્પણ ટેક છેરે લોલ. આતમ૦ ૬ સેવા ભક્તિ વિના નહીં જ્ઞાન ને, કર્મયોગીપણુંરે લોલ; સેવા ભક્તિથી દિલ શુદ્ધિ કે, નિશ્ચય એ ભણુંરે લોલ. આતમ૦ ૭ ભક્તોને પ્રભુભાવે સેવતાં, વ્યક્ત પ્રભુપણુંરે લોલ; થાતો યોગી

આતમ દેવ કે, ક્ષણમાં જિનપણુંરે લોલ. આતમ૦ ૮ પ્રભુજી તું વંદે છે સંઘને, તે છે મોટકોરે લોલ; પ્રભુજી તેની આગળ હું છું, સૌથી છોટકોરે લોલ. આતમ૦ ૯ પ્રભુજી જીવન્મુકત થતાં ત્હેં, એમ ઉપદેશિયુંરે લોલ; પ્રભુજી સંઘની સેવા ભ-ક્તિમાં, મુજ મન ઉલ્લસ્યુંરે લોલ. આતમ૦ ૧૦ પ્રભુજી સેવા ભક્તિના અંશથી, સિદ્ધપણું થતુંરે લોલ; પ્રભુજી ધર્મ કર્મ વ્યવહારથી, સંઘપણું છતુંરે લોલ. આતમ૦ ૧૧ કેવલજ્ઞાનીને વ્યવહાર કે, કરવાનો ખરોરે લોલ; તેથી તીર્થોન્નતિ છે શીખ એ, ભક્તો દિલ ધરોરે લોલ. આતમ૦ ૧૨ પ્રભુજી તુજપર અણુસમ પ્રેમ કે, જેનો ઉ-પરેરે લોલ, પ્રભુજી ધારે તે લહે મુક્તિ કે, ભવસાગર તરેરે લોલ, આતમ૦ ૧૩ સંઘની દ્રવ્ય ને ભાવથી ઉન્નતિ,–હેતુ મુજ

સહુરે લોલ; સ્વાર્પણ કીધું એમાં તાહ્યરી, ભક્તિ સહુ લહુરે લોલ. આતમ૦ ૧૪
સંઘની ભક્તિમાં નહિ દોષની,-દૃષ્ટિ ભક્તનેરે લોલ; પ્રભુજી બુદ્ધિસાગર ભકતમાં, ધન્ય છે રકતને રે લોલ. આતમ૦ ૧૫

## મહાવીર પ્રભુ સ્તવન.

( શું કહું કથની મારી હો રાજ—એ રાગ. )

મહાવીર જિનવર દેવ હો રાજ ! તાહ્યરે શરણે આવ્યો; તારો તારો પ્રભુ મુજ તારો હો રાજ ! તુજ શ્રદ્ધા દિલ લાવ્યો. સાત્ત્વિક પરાભક્તિ પ્રગટો, મનમંદિરમાં પધારો; તુજ વણ બીજું જગમાં ન ઇચ્છું, ભાવે મુજને સુધારો હો રાજ. તાહ્યરે. પ્રભુ. ૧
જેવો તેવો પણ હું છું તારો, મુજને પાર ઉતારો; પ્રાણાંતે પણ પકડયા ન છોડું, ઉધર્યા વણ નહીં આરો હો રાજ. તા. પ્રભુ. ૨

માગણ પેઠે હું નહીં માગું, તું છે પ્રાણથી પ્યારો; તુજ સ્વરૂપ થૈ રહેવું એ નિશ્ચય, વિનતડી અવધારો હો રાજ. તા. પ્રભુ. ૩ માહરૂં લ્હારૂં રૂપ ન જૂદું, હવે ન જાઉં હું હાર્યો; આતમ તે પરમાતમ નક્કી નિશ્ચય એવો ધાર્યો હો રાજ. તા. પ્રભુ. ૪ આતમમાં આનંદ પ્રગટાવો, જન્મ મરણ દુઃખ વારો; બુદ્ધિસાગર આત્મમહાવીર, પ્યારામાં તું પ્યારો હો રાજ. તા. પ્રભુ. ૫

## ૨૫ સુમતિનાથ સ્તવન.

( વિરતિ એ સુમતિ ધરી આદરો—એ રાગ. )

સુમતિજિનેશ્વર શુદ્ધતા, બુદ્ધતા પરમ સ્વભાવરે; અસ્તિતા નાસ્તિતા એકતા, જ્ઞાતૃતા નહિ પરભાવરે. સુમતિ૦ ૧ ભિન્ન અભિન્નતા નિત્યતા, તેમ અનિત્ય પર્યાયરે; એક સમયમાંહિ સંપજે, પર્યાય ઉપજે વિલાયરે. સુમતિ૦ ૨ અગુરૂલઘુ પર્યાયની,

શક્તિ અનન્તી સહાયરે; પરિણમે અસંખ્ય-પ્રદેશમાં, કારક ષટ્ ઉપજાયરે. સુમતિ૦ ૩ આદિ અનાદિ ષટ્કારકો, વ્યક્તિપણે એકેક પ્રદેશરે; અનાદિ અનન્ત સ્થિતિ શક્તિથી, કારક ષટ્ લહો બેશરે. સુમતિ૦ ૪ એક અનેકતા વસ્તુમાં, નિત્ય અનિત્યતા ધારરે; સમય સાપેક્ષ વિચારતાં, હોય અને-કાન્ત વિસ્તારરે. સુમતિ૦ ૫ સદસત્ કથ્ય અકથ્ય છે, જિનવર ધર્મ અનન્તરે; જ્ઞાનમાં જ્ઞેયની ભાસના, જાણે એક સમય ભદન્તરે. સુમતિ૦ ૫ સમ્યગ્જ્ઞાનપ્રભા-વથી, પ્રભુ! તુજ રૂપ જણાયરે; ચાર પ્રમાણ ને ભંગથી, ધર્મ અનેક પરખાયરે. સુમતિ૦ ૭ મન–વચ–કાયઅતીત તું, આદર્યો યોગથી સારરે; તુજ મુજ એકતા સંપજે, બુદ્ધિસાગર નિર્ધારરે. સુમતિ૦ ૮

## ૨૬ પદ્મપ્રભુ સ્તવન.

( નેમ ન જાણે મોરી પ્રીત—એ રાગ. )

ચિત્ત સ્થિર થાયે એવી નાથ ! ! યુક્તિ કરૂણાથી સમર્પોરે. ચિ૦ (એ ટેક) ઘડીએ જો ઘરમાં રહીને, ખોળું ખજાનો વ્હાલા, છટકે મરકટવત્ છોડી સાથ છટકે છરરરરરરરરરે. ચિ૦ ૧ મોહમદિરામાંહે, મૂર્ખ મૂઝાઈ મરે, જ્યાં ત્યાં સટકે સ્વચ્છંદતા સાથ સટકે સરરરરરરરરરે. ચિ૦ સાણંદ પદ્મ પ્રભુ, મંડળી ગાવે ગુણ, દેશો દયાથી શિવ સંગાથ જિનજી યુક્તિ સમર્પીરે. ચિ૦ ૩

## ૨૭ પદ્મપ્રભુ સ્તવન.

( મને સ્હાય કરશે મોરારીરે—એ રાગ. )

પ્રભુ પદ્મ છો પ્રાણથકી પ્યારારે, રહો નાથ નિમિષ ન ન્યારા. (એ ટેક) આપો સુધારા કાઢો દૂરે કુધારા, કર્મગ્રંથિ કાપવાને કુઠારા;

સુભક્તિ દ્વારા વ્યાપો જ્ઞાનામૃત ધારા, સારા શમથી સ્વભાવ સુખકારા. ધ્યાન દ્વારા ધ્યેય-રૂપે, આપો ધ્યાતાં તારનારા. પ્ર૦ ૧ સાણંદ મંડળી ઇચ્છે સુભાવથી, સુબુદ્ધિ વૃદ્ધિ ઉદારા; દેવાધિદેવ દયા કરીને દયાળુ, દૂર કરશો કુચાલ જે નઠારા. આપ આજ્ઞા પાળીએ જેમ, તેમ પ્રેરશો પ્રભુ પ્યારા. પ્ર૦ ૨

## ૨૮ પદ્મપ્રભુ સ્તવન.

(સખી કેમ ન આવ્યા નાથ હજી—એ રાગ.)

પ્રભુ પદ્મ જિનેશ્વર સ્મરણ કરૂં, કદિ વિષય વિકટ વન ના વિચરૂં. પ્ર૦ ૧ તારક ધ્યેય છો તત્ત્વ સ્વરૂપી, આપનું અહ-નિશ ધ્યાન ધરૂં. પ્ર૦ ૨ દીનદયાળ દયા કરી દેશો, ક્ષાયિક દાન તો ભવથી તરૂં. પ્ર૦ ૩ અન્ય કુદેવ કદાપિ ન માનું, એવો દૃઢ સંકલ્પ કરૂં. પ્ર૦ ૪ અંતર

વચરી દૂર કરો પ્રભુ, તો અક્ષય સુખ વેગે વરૂં. પ્ર૦ ૫ જૈન બાલની વિનતિ સ્વીકારો, બિરૂદ સફલ કરો નમન કરૂં. પ્ર૦ ૬ સકળ વિઘ્ન ટળતાં પ્રભુસ્હાયે, સ્થિર આત્મિક બુદ્ધિએ ઠરૂં, પ્ર૦ ૭

## ૨૯ સુવિધિનાથ સ્તવન.

( ઋષભજિનેશ્વર પ્રીતમ માહરારે—એ રાગ. )

સુવિધિજનેશ્વર સાહિબ માહરારે, ક્ષાયિક લબ્ધિ નિધાન; રૂપારૂપી પરમ પ્રભુ વિભુરે, ચિદાનંદ ભગવાન્. સુ૦ ૧ ઇશાનેશ અરિહંત આતમારે, કર્તા હર્તા નાથ; બ્રહ્માંડેશ અલખ વિષ્ણુ ધણીરે, શુદ્ધાલંબન સાથ. સુ૦ ૨ વિશ્વંભર તમહર દિનકર શશીરે. કેવલજ્ઞાનાધાર; લોકાલોકના ધારક જ્ઞાનથીરે, લીલા અપરંપાર. સુ૦ ૩ પરમબ્રહ્મ વ્યાપક સર્વત્ર છોરે, કેવલજ્ઞાનાપેક્ષ; વ્યષ્ટિ

સમષ્ટિ તારામાં રહીરે, જ્ઞેયજ્ઞાન સાપેક્ષ. સુ૦ ૪ નિરાકાર અલ્લાને રહિમજીરે, સાકારી મહાદેવ; બુદ્ધ શુદ્ધ બ્રહ્મા વીતરાગ જીરે, સુરનર સારે સેવ. સુ૦ ૫ વ્યક્તિ શક્તિ પર્યાયાધાર છોરે, અવિચલ સુખનો કંદ; નાગરનટ લીલા કરતા ઘણીરે, ટાળ્યા કર્મના ફંદ. સુ૦ ૬ સમતાસાગર ઉજાગરા સદારે, ઝળહુળજ્યોતિ રૂપ; બુદ્ધિસાગર ગુણગણમય ખરોરે, સર્વભુવનનો ભૂપ. ૭

## ૩૦ શ્રીશાન્તિજિન સ્તવન.

( અવર મદન અલબેલો આતો દીસે-એ રાગ. )

શાન્તિ જિણંદ સુખકારી, જગત વિષે શાન્તિ જિ૦ (એ ટેક) પરમ શાન્તરસ પૂર્ણ પ્રભુની, છબિની જઉં બલિહારી. જ૦ ૧ નયનાનંદન કરૂં અભિનંદન, વિશ્વપતિ અવિકારી. જ૦ ૨ દયા અનુપમ દેવની

દીસે, ચરિત્ર સુણી હ્યો ધારી. જ૦ ૩ અપરાધીને એ અરિહંતા, અતુલ થયા ઉપગારી. જ૦ ૪ સેવકને સમભાવ સમર્પી નિજ પદવી દિયે સારી. જ૦ ૫ સાણંદ પદ્મપ્રભુ મંડળીને, આપો બુદ્ધિ સુધારી. જ૦ ૬ સુખસાગરમાં આત્મ ઝીલાવા, સમરથ પ્રભુ જયકારી. જ૦ ૭

## ૩૧ શાંતિનાથ સ્તવન.

(ધનધટા ભુવન રંગ છાયા, નવખંડા પાર્શ્વનાથ પાયા)

નમું શાંતિનાથ ભગવંત, જે બાર ગુણે ગુણવંત. પ્રભુ સમતારસ દરિયા, સંસાર સમુદ્રને તરિયા; તુમ શિવસુખ સ્હેજે વરિયા, થયા સંત, ગુણવંત, અતિશયવંત, કેવલજ્ઞાન મહંત. નમું૦ ૧ ઘનઘાતી કર્મ હઠાવી, પ્રભુ શુકલ ધ્યાન ચિત્ત ધ્યાયી; ભાવ જિન પદવી પાઈ, થયા સિદ્ધ, પામ્યા છો રિદ્ધ,

કર્મ દૂર કીધ, પ્રભુ સુખવંત. નમું૦ ૨
ધ્યાતા જે ધ્યાને ધ્યાવે, તે અજર અમર
પદ પાવે, ઈમ બુદ્ધિસાગર ગુણ ગાવે, પ્રભુ
તું દયાળ, નમે તુજ બાલ, એ તારો બાળ,
કરે કર્મનો અંત. નમું૦ ૩

## ૩૨ શાન્તિજિન સ્તવન.

જય જય શાન્તિ જિનન્દ, જગત્માં
જય જય શાન્તિ જિનન્દ; આપ તર્યા ને
પરને તારો, સેવે ચોસઠ ઈન્દ્ર. જગત્માં૦
૧ પૂરણ શાન્તિ પ્રેમે લીધી, દોષ કરી
સહુ દૂર; જગત્માં૦ જન્મજરામરણાદિક
વારી, સુખ પામ્યા ભરપૂર. જગત્માં૦ ૨
સમવસરણમાં દેશના દેઈ, તાર્યા પ્રાણી અનેક;
જગત્માં૦ સેવક તારો કૃપા કરીને,
આપો સત્ય વિવેક. જગત્માં૦ ૩ પાપ
કર્યાં મ્હેં ભવમાં ભારે, ગણતાં નાવે પાર;

જગતમાં૦ શરણુ કર્યું મેં તારૂં સ્વામી, હાથ ગ્રહીને તાર. જગતમાં૦ ૪ નામ સ્થાપના દ્રવ્ય ભાવથી, ધ્યાતાં શિવસુખ થાય; જગતમાં૦ બુદ્ધિસાગર બે કર જોડી, વન્દે ત્રિભુવન રાય. જગતમાં૦ ૫

## ૩૩ મલ્લિનાથ સ્તવન.

( કાનુડો ન જાણે મોરી પ્રીત–એ રાગ. )

મલ્લિજિન લાગ્યું તુજગુણ તાન, ધ્યાનથી ચઢી ખુમારીરે. મલ્લિ૦ જ્યાં જ્યાં દેખું ત્યાં તું તું, અન્તરમાં વ્હાલા હું તું; સાંધ્યો પ્રીતિતારોતાર, ખરી તુજ લાગી યારી રે. મલ્લિ૦ ૧ ભાન ભૂલાયું ભવનું, દુઃખ નહિ ભવના દવનું; રસીલા તુજ મસ્તી મસ્તાન, બની પરઆશ નિવારીરે, મલ્લિ૦ ૨ કામણુ તેં મુજપર કીધું, મનડાને ચોરી લીધું; તેથી પડે ન ક્યાંએ ચેન, ચાતુરી એ તવ ભારી રે. મલ્લિ૦ ૩ પ્રીતિ ન

છૂટે પ્રાણે, પ્રીતિનો રસ જે જાણે; પ્રાણો તુજ પર સહુ કુરબાન, મેળની રીત વિચારી રે. મલ્લિ૦ ૪ મારામાં તુંહિ સમાયો, ત્હારામાં હુંજ સુહાયો; હું તું સત્તા એક સ્વરૂપ, મેળ એ અન્તર્ ધારી રે. મલ્લિ૦ ૫ જે જે કહું તે જાણે, અન્તર્માં ભેદ ન આણે; યાગ્ન્યા ઘટે ન મેળ અભેદ,-ભાવમાં સત્ય વિહારી રે. મલ્લિ૦ ૬ હું તુંજ એકસ્વરૂપી, અંતર્થી રૂપારૂપી; અનુભવ આવ્યો એવો બેશ, નિરંજન ભાવ સુધારી રે. મલ્લિ૦ ૭ મેળ અભેદે રહેવું, સાચા ભાવે એ કહેવું; બુદ્ધિસાગર મંગલ માલ, અનુભવ સુખની ક્યારી રે. મલ્લિ૦ ૮

## ૩૪ નેમિનાથ સ્તવન.

પ્યારા નેમ પ્રભુ મુજ મન મન્દિરિયે પધારજોરે; કર્માષ્ટક ક્રોધાદિક શત્રુ, ધ્યાનથી

દૂર નિવારજોરે. પ્યારા૦ ૧ જન્મ મર-
ણના ફેરા ટાળી, પામ્યા મુક્તિ સ્ત્રી લટકાળી;
વ્હાલા દીનદયાળુ સેવકને સંભાળજોરે. પ્યારા૦
૨ કર્મ ન લાગે પ્રભુજી તમને, સમય
સમય લાગે પ્રભુ અમને; વેગે દુઃખનાં વાદળ
મુજથી દૂરે ટાળજોરે. પ્યારા૦ ૩ શી
ગતિ થાશે ઓ !!! પ્રભુ મારી, ચારગતિ
ભટકયો દુઃખભારી; વેગે તુજ પદપઙ્કજ
શરણુ ગ્રહ્યાને ઉગારજોરે. પ્યારા૦ ૪
શરણાગતવત્સલ ભયભઞ્જન, અકલગતિ તું
દેવનિરઞ્જન; પ્રેમે બુદ્ધિસાગર ભવજલ પાર
ઉતારજોરે. પ્યારા૦ ૫

## ૩૫ મુનિસુવ્રત સ્તવન.

( શ્રી શ્રેયાંસજિન અન્તરયામી—એ રાગ. )

મુનિસુવ્રત જિનરાજ મહેશ્વર, દર્શન
શિવસુખકારીરે; દર્શનસ્પર્શન અનુભવ થાતાં
મંગલપદ તૈયારીરે. મુનિ૦ ૧ લૌકિક

લોકોત્તર બે ભેદે, દ્રવ્ય ભાવ બે ભેદેરે; નિશ્ચય ને વ્યવહારે દર્શન, જાણે તે નિજ વેદેરે. મુનિ૦ ૨ દર્શન દ્રષ્ટા દૃશ્ય ત્રિપુટી, એક-મેકરૂપ થાવેરે; ષટ્કારક પરિણમતાં સવળાં, ભય ચંચળતા જાવેરે. મુનિ૦ ૩ ચાર ભૂતપુદ્ગલથી ન્યારો, એકરૂપ સ્થિરયોગીરે, અચલ મહોદય ક્ષાયિક નવગુણ,–લબ્ધિ તણો છે ભોગીરે. મુનિ૦ ૪ સ્યાદ્વાદદર્શન પામીને, અનહદ આનંદ પાવેરે; નિર્વિકલ્પ દશાએ દર્શન, લોકોત્તરનું થાવેરે. મુનિ૦ ૫ જિનવર દર્શન દીઠું ઘટમાં, સ્થિર-તામાં પ્રભુ મળીયારે; પરઆલંબન ચેતન હેતે, નિજભાવે ગુણ ફળીયારે. મુનિ૦ ૬ ષટ્દર્શનના ભેદ ટળ્યા સહુ, જિનદર્શન અવધારીરે; બુદ્ધિસાગર સુખમાં મ્હાલે, દર્શ-નની બલિહારીરે. મુનિ૦ ૭

## ૩૬ નમિનાથસ્તવન.

(એ ગુણ વીરતણો ન વિસારૂં-એ રાગ.)

નમિજિનવર ! પ્રભુ ! ચરણમાં લાગું, શુદ્ધ રમણતા માગુંરે; બાહ્યપરિણતિ ટેવ નિવારી, શુદ્ધોપયોગે જાગુંરે. નમિ. ૧ અન્તરદષ્ટિ અમૃતવૃષ્ટિ, સહજાનન્દ સ્વરૂપરે; તન્મયતા પ્રભુસાથે કરતી, શુદ્ધ સમાધિ અનુપરે. નમિ. ૨ અસંખ્યપ્રદેશી ચેતન ક્ષેત્ર, ગુણ અનંત આધારરે; ઉત્પત્તિ વ્યય ધ્રુવતા સમયે, દ્રવ્યપણું જયકારરે. નમિ. ૩ જ્ઞાન-ચરણપર્યાયની શુદ્ધિ, મુક્તિ પ્રભુ મુખ ભાખેરે; અસ્તિ નાસ્તિની સપ્તભંગીથી, ષડ્દ્રવ્યોને દાખેરે. નમિ. ૪ શબ્દાદિક નય શુદ્ધ પરિણતિ, ઉત્તર ઉત્તર સારરે; કારણે કાર્યપણું નીપજાવે, દ્રવ્યભાવે નિર્ધારરે. નમિ. ૫ નિમિત્ત પુષ્ટાલંબન

સેવી, ઉપાદાન ગુણ શુદ્ધિરે; શુદ્ધ રમણતા યોગે કરતો, પામે ક્ષાયિક ઋદ્ધિરે. નમિ. ૬ સુખસાગર કલ્લોલે ચઢિયો, લહી સામર્થ્ય પર્યાયરે; શુદ્ધ પરિણતિ-ચંદ્ર પ્રકાશે, આનન્દ ક્યાંયે ન માયરે. નમિ. ૭ શુદ્ધ પરિણતિ-ચરણ શરણમાં, શુદ્ધોપયોગે રહીશું રે; બુદ્ધિસાગર જ્ઞાનદિવાકર, સ્વપરપ્રકાશી થઈશુંરે. નમિ. ૮

## ૩૭ પાર્શ્વજિન સ્તવન.

(રાગ માઢ.)

પ્રભુ પાસ જિનેશ્વર, અર્ચિત કેશર, ત્રણ ભુવનના નાથ. પ્રભુ૦ અષ્ટપ્રકારી પૂજા રચું હું, ભાવું ભાવના સાર; આપો શિવપદ પ્યારા મારા, એહીજ પ્રાણાધારરે. પ્રભુ પાસ૦ ૧ સુરતરૂ પામી પુણ્યે પ્રગટ, બાઉલ દે કોણ બાથ; જગચિન્તામણિ જગ-

ગુરૂબંધવ, ઝાલો પ્રભુ મુજ હાથરે. પ્રભુ પાસ૦ ૨ એક સમયમાં સર્વ ભાવના,-જ્ઞાતા છો તુમ દેવ; શુદ્ધ નિરંજન અકલગતિ જિન, પ્રેમે કીજે સેવરે. પ્રભુ પાસ૦ ૩ વામાનંદન જગજનવંદન, વિશ્વસેન કુલચંદ; આતમ ભાવે ગાતાં ધ્યાતાં, ત્રોડે ભવભય ફંદરે. પ્રભુ પાસ૦ ૪ હસ્ત નવ પરિમાણની કાયા, એક શત આયુ ધાર; કાશી દેશ વાણારસી ગામે, પાસ પ્રભુ અવતારરે. પ્રભુ પાસ૦ ૫ ધરણેન્દ્ર પદ્માવતી દેવી, સેવે નિશદિન પાય; બુદ્ધિસાગર શાશ્વત શિવપદ,-હેતે પ્રભુગુણગાયરે. પ્રભુ પાસ૦ ૬

## ૩૮ મહાવીર સ્તવન.

( વિમલાચલના વાસી મારા વ્હાલા-એ રાગ )

મહાવીર પ્રભુ સુખકારી સદા, તુજ પાય નમું પાય નમું; પ્રભુ આણ ધરૂં, શિર ધ્યાન

ઘરૂં, નિજ ભાવે રમું ભાવે રમું; ઘાતી કર્મનો નાશ કરીને, પામ્યા કેવલજ્ઞાન; આતમ તે પરમાતમ જાણી, ધ્યાયું શુકલ ધ્યાન. સદા૦ મહા૦ ૧ રત્નત્રયીની સ્થિરતા પામ્યા, વામ્યા ભવ જંજાલ; પરમાતમ પરમેશ્વર પરગટ, કરતા મઙ્ગલમાલ. સદા૦ મહા૦ ૨ સમવાયી પઞ્ચે તુજ મળિયા, ગળિયાં કર્મો આઠ; કારણ પઞ્ચ વિના નહિ કારજ શ્રી સિદ્ધાન્તે પાઠ. સદા૦ મહા૦ ૩ સમ્પ્રતિ શાસન ત્હારૂં પામી, ઉદ્યમનો સમવાય; કરતાં કારણ પઞ્ચે પામી, પરમાતમ પદ થાય. સદા૦ મહા૦ ૪ આતમ તે પરમાતમ સાચો, નિર્મલ સિદ્ધ સમાન; બુદ્ધિસાગર ઘટમાં શોધો, ત્રણ્ય ભુવનનો ભાણ. સદા૦ મહા૦ ૫

### ૩૯ શ્રી મહાવીર સ્તવન.

( વૈદરભી વનમાં વલવલે—એ રાગ )

વીર જિનેશ્વર વન્દના, હોજો વારંવાર;

લળી લળી વિનવું પ્રેમથી, મારા પ્રાણાધાર. વીર૦ ૧ ભટકયો ભવમાં ભૂલથી, વેઠયાં દુઃખ અપાર; જન્મ જરા મરણાદિકે, સ્થિરતા નહીં લગાર. વીર૦ ૨ પુણ્યે મનુજ-ભવ પામિયો, મળ્યા ત્રિભુવનનાથ; ચરણ શરણ સાચું ગ્રહ્યું; ઝાલો સેવક હાથ. વીર૦ ૩ સાચી સેવા સ્વામીની, બીજું આળપંપાળ; તુજ દર્શન રાચી રહું, મેઘ ચાતક બાળ. વીર૦ ૪ બાળકના બહુ દોષને, ટાળે તાત કૃપાળ; ત્રાતા મારા છો સદા, દોષો ટાળો દયાળ. વીર૦ ૫ બાળક માની આગળે, બોલે મનની વાત; તુમ આગળ મુજ વિનતિ, માનો એ અવદાત વીર૦ ૬ તારો બાપજી બાળને, સરશે સઘળાં કાજ; સેવકને નહિ તારતાં, જાશે આપની લાજ. વીર૦ ૭ ચન્દન બાળા બાકુલે, લીધું શિવપુર રાજ; અપ-

રાધી કેઈ તારીઆ, કરજો સેવક સાજ. વીર૦ ૮ શરણાંગત મુજ સાહિબા, સાચો તુજ વિશ્વાસ; ચરણકમળની સેવના, પૂરે સઘળી આશ. વીર૦ ૯ વીરવીર હૃદયે વસો, શરણું સાચું એક; બુદ્ધિસાગર બાળને, વીર ભક્તની ટેક. વીર૦ ૧૦

## વિરપ્રભુ સ્તવન

( ભુજંગી છંદ )

નમો વીર વિશ્વે સદા સૌખ્યકારી, પિતા માત ભ્રાતા ચ દુઃખાપહારી; કથી દેશના ભવ્ય કલ્યાણ જાણી, નમું વીર પ્રેમે બહુ પ્યાર આણી. ૧ કહ્યો મુક્તિમાર્ગ ક્રિયા જ્ઞાન ભેદે, ગ્રહી ભવ્ય જીવો મહાકર્મ છેદે; કહ્યાં દ્રવ્ય ષડ્ધા સદા જે અનાદિ, નમું ભાવથી સત્ય સ્યાદ્વાદવાદી. ૨

## ૪૧ મહાવીર સ્વામીનું સ્તવન.

( ગીરૂઆરે ગુણ તુમતણા—એ રાગ. )

ચરમ જિનેશ્વર વિનતિ, શાસનનાયક સ્વામીરે; કર જોડી ઉભો રહું, ચરણકમલ શિર નામીરે. ચરમ૦ ૧ અનંતજ્ઞાન ગુણે કરી, સકલપદારથ જ્ઞાતારે, રાગદ્વેષ દૂરે કર્યા, ભવ્યજીવ જગત્રાતારે. ચરમ૦ ૨ ચોસઠ ઈન્દ્ર પૂજિત પ્રભુ, જગબંધવ જગભ્રાતારે; વાણી ગુણ પાંત્રીશથી, દેશના દો સુખદાતારે. ચરમ૦ ૩ દોષ અઢાર રહિત પ્રભુ, હું અવગુણથી ખૂબ ભરિયોરે; સંસાર સમુદ્રમાં હું પડ્યો, સંસારસમુદ્ર તેં તરિયોરે. ચરમ૦ ૪ પરમાતમ પદ તેં લહ્યું, પ્રભુ તેહતણો હું રાગીરે; તુજ મુજ અંતર અતિ ઘણું, કહો જાય કેણીપરે ભાગીરે. ચરમ૦ ૫ કર્માષ્ટક દૂરે ગયાં, પ્રભુ તુજથકી ભય

પામીરે; અહો કર્મપંજરમાં હું પડયો, ચાર ગતિ ભયગામીરે. ચરમ૦ ૬ તમે મોહરિપુ સંગ્રામમાં, વર્યા શિવરમણી વરમાલરે; પ્રભુ તેહ થકી હું હારિયો, હું દીન તમે છો દયાલારે. ચરમ૦ ૭ તુજ આગમદર્પણ જોવતાં, મુજ આતમરૂપ દેખાયરે; તારક વારક ચઉગતિ, તુજ આગમ મોક્ષ ઉપાયરે. ચરમ૦ ૮ તુજ ગુણ નિર્મલ જલથકી, મુજ પાપ-પંક દૂર થાયરે; તુજ ધ્યાને મુજ આતમા, પરમાતમ પદને પાયરે. ચરમ૦ ૯ વિનતિ તેહીજ ઉન્નતિ, આતમ ગુણની દાખીરે; બુદ્ધિસાગર સુખ અનુભવે, ધ્યાનામૃત રસ ચાખીરે. ચરમ૦ ૧૦

## ૪૨ પ્રભુ મહાવીર પ્રાર્થના સ્તવન.

દ્વારકાંના વાસીરે અવસરીએ વહેલા આવજોરે--એ રાગ.

ત્રિશલાના જાયારે, મહાવીર સ્હાયે

આવજોજી; નહીં આવો તો, થાશે સેવ-
કના બેહાલ. ત્રિશલા૦ ૧ દૈત્ય મહા
મોહરે, વ્હાલા લાગ્યો પીડવારે; દીધાં
દુઃખ કહેતાં ન આવે પાર. ત્રિશલાના૦ ૨
કામ ને અજ્ઞાનેરે, સત્તા નિજ વાપરીજી; બાળે
ક્રોધ ઘડી ઘડી ક્ષણુમાંહિ. ત્રિશલાના૦ ૩
પન્થ પાખંડ જાળેરે, વીંટાયો છું હું વેગથીજી;
વિકાર વિષધરની લાગીરે ચોટ. ત્રિશ-
લાના૦ ૪ પંચમ કાળ પૂરોરે, જમ જેવો
બેસીયોજી; સૂજે નહિ ધર્મ માર્ગનીરે
રીત. ત્રિશલાના૦ ૫ ગાંડો ઘેલો તારોરે,
સેવક તારો માનીનેજી; તારો તારો ભવ-
સાગરનીરે તીર. ત્રિશલાના૦ ૬ ટળવળતો
તારો વ્હાલારે, સેવક હાથ ઝાલીનેજી;
નહીં તારો તો જાશે તમારીરે લાજ.
ત્રિશલાના૦ ૭ તુંહિ તુંહિ સમરૂંરે,

દુઃખીનો બેલી આવજે હેજી; શરણું એક બુદ્ધિસાગરને છે તુજ. ત્રિશલાના૦ ૮

### ૪૩ પાર્શ્વનાથ સ્તવન.

(શો સુખકર વિરાગ રવિ વિલસી રહ્યો-એ રાગ.)

શું પાર્શ્વપ્રભુજી મુખ શોભી રહ્યું,
શોભી રહ્યુ ભુવન શોભાવી રહ્યું. શું પાર્શ્વ૦

**સાખી.**

કર્માષ્ટકના નાશથી, નિર્મળ આત્મ સ્ફુરાય;
અનંત ગુણ પ્રગટયાથકી, શોભા અનહદ થાય.
રાગાદિક દુષ્ટો ભય પામીને નાશિયા,
જન્મમરણ દૂર નાશી ગયું,
નાશી ગયું સુખ વસાવી ગયું. શું પાર્શ્વ૦ ૧

**સાખી.**

શિવનગરીનો રાજીયો, વસે મહાસુખમાંહ્ય;
જ્ઞાન દર્શન ચારિત્રથી, બાકી નહીં ત્યાં કાંય.
જ્ઞાન ગુણ તે જ્ઞેયથી હોય ફરતોરે,
પર્યાય અવાંતર નામ ક્ષણક્ષણ ધરતોરે.

## સાખી.

શુદ્ધ સ્વચ્છ પરમાતમા, અખંડ નયનાનંદ;
અકલ અચળ નિર્મળ પ્રભુ, ટાળે ભવભય ફંદ.
મનોમંદિર ધ્યાને પધારતાં,
સ્મરણ ભક્તિથી સુખ ધ્યાને ગ્રહ્યું. શું પાર્શ્વ૦ ૨

## સાખી.

ધ્યાન હિમાલય ગિરિથી, પ્રગટી સમતાગંગ;
આત્મહંસ ત્યાં ઝીલતો, થાવે સ્વચ્છ સુચંગ.
કામધેનુ તુજ મંત્ર નિશદિન ધ્યાઉંરે,
ક્ષણ ક્ષણ મંગળ નામ પદને ગાઉંરે.

## સાખી.

ચિંતામણિ તુજધ્યાનથી, મનવંછિતસુખ પાઉં;
કર્મોપાધિ ત્યાગીને, શુદ્ધ સિદ્ધ સમ થાઉં.
ખારો નઠારો દુઃખદાઇ ભવાબ્ધિને,
તરવા ચારિત્ર વહાણ પ્રેમે લહ્યું. શું પાર્શ્વ૦ ૩

## સાખી.

રોગ શોક વિયોગ ને, આધિ વ્યાધિ જંજાળ;
ક્લેશ કજીયા વિઘ્ન ને, જન્મ જરા ને કાળ.
ઈત્યાદિક સહુ દોષનો ક્ષય થાવેરે,
શાશ્વત અનુપમ સુખનું ઘર પાવેરે.

## દુહા.

પાર્શ્વપ્રભુ પદભૃંગ સમ, થાતાં કર્મ કટાય;
બુદ્ધિસાગર સુખ લહી, જય જય મંગળ ગાય.
સાણંદ પદ્મપ્રભુ જિન મંડળી,
ગાતાં પ્રભુજી ગુણ સુખ વહ્યું. શું પાર્શ્વ૦ ૪

## ૪૪ સીમંધર સ્તવન.

( ઓચ્છવ રંગ વધામણાં—એ રાગ. )

સીમંધર જિન રૂપમાં. હું તો રહિયો રાચી; ભાવ કર્મને ટાળવા, શુદ્ધ પરિણતિ સાચી. ૧ ભાવકર્મના નાશથી, દ્રવ્ય કર્મ

ટળે છે; નાયક મરવાથી યથા, સૈન્ય પાછું વળે છે. ૨ રાગ દ્વેષ ભાવ કર્મ છે, દ્રવ્ય-કર્મ ગ્રહાવે; રાગ દ્વેષ ટળવાથકી, દ્રવ્ય કર્મ ન આવે. ૩ નિશ્ચય શુદ્ધ ચારિત્રથી, રાગ દ્વેષ ટળે છે; રાગ દ્વેષ ટળવાથકી, નિજ લક્ષ્મી મળે છે. ૪ ચેતન શુદ્ધ સ્વભાવમાં, લીનતા ક્ષણ થાવે; ત્યારે સહજાનંદનો, અનુભવ મન આવે. ૫ ક્ષયોપશમજ્ઞાને કરી, પ્રભુ શ્રેણિ ચઢિયો; શુક્લ ધ્યાન મહાશસ્ત્રથી, મોહસાથે લઢિયો. ૬ જયલક્ષ્મી અંગી-કરી, નવ ઋદ્ધિ પાયો; બુદ્ધિસાગર ધ્યાનથી, પ્રભુ અંતર આયો. ૭

## ૪૫ શ્રીસીમંધર સ્તવનમ્.

( શ્રીરે સિદ્ધાચલ ભેટવા—એ રાગ. )

શ્રી સીમંધર વંદના, ભવનાં દુઃખ હર્તી;

મહાવિદેહવાસી પ્રભુ, શાશ્વત સુખ કર્તા. શ્રી સીમંધર૦ ૧ લઘુતા એકતા લીનતા, તુજ ધ્યાને થાવે; અનુભવ મંદિર દિનમણિ, પ્રભુ તું પ્રકટાવે. શ્રી સીમંધર૦ ૨ નિશ્ચય ને વ્યવહારથી, શરણું એક તારૂ; હું તું ભેદ મટાવવા, પ્રભુ ધ્યાન છે સારૂં. શ્રી સીમંધર૦ ૩ ક્ષેત્રભેદના વિરહને, તવ ઉપયોગ ટાળે; તુજ ભક્તિમાં મુક્તિ છે, મોહનું જોર ગાળે. શ્રી સીમંધર૦ ૪ આડા જલધિ ગિરિ ભેદીને, તુજ દર્શન કરશું; બુદ્ધિસાગર પ્રભુ મળે, એક ઠામે ઠરશું. શ્રી સીમંધર૦ ૫

## ૪૬ સિદ્ધાચલ સ્તવન.

( શ્રીરે સિદ્ધાચલ ભેટવા—એ રાગ. )

સિદ્ધાચલ યાત્રા કરો, ભવી સાચા ભાવે;

શત્રુંજયને સેવતાં, રોગ શોક ન આવે. સિદ્ધાચલ. ૧ દ્રવ્યથી શત્રુંજયગિર, ભાવે આતમ પોતે; ધ્યાનસમાધિયોગથી, મળો જ્યોતિ જ્યોતે. સિદ્ધાચલ. ૨ શત્રુંજયગિરિ નામ સહુ, આતમનાં પ્રમાણો; દ્રવ્ય તે ભાવનો હેતુ છે, એવો નિશ્ચય આણો. સિદ્ધાચલ. ૩ આત્મા અસંખ્યપ્રદેશ છે, તેમ ગિરિ પ્રદેશો; સમકિત પ્રગટે આદિમાં, આદિનાથ મહેશો. સિદ્ધાચલ. ૪ દ્રવ્ય ને ભાવ સાપેક્ષથી, જેવા ભાવે ભક્તિ; તેવા ફલને પામશો, તેવી થાશે વ્યક્તિ. સિદ્ધાચલ. ૫ ઔદયિકભાવથી સેવતા, કેઈ ઉપશમ ભાવે; ક્ષયોપશમ ક્ષાયિકથી, ભાવ સમ ફલ પાવે. સિદ્ધાચલ. ૬ દ્રવ્ય તીર્થ જેથી થયાં, ભાવ તીર્થાધાર; વિમલાચલ વેગે વસો, જ્ઞાની થૈ નરનાર. સિદ્ધાચલ.

૭ આત્મિક શુદ્ધોપયોગથી, પોતે તીર્થ છે દેહે; બુદ્ધિસાગર તીર્થ છે, શુદ્ધ આતમ-સ્નેહે. સિદ્ધાચલ. ૮

## ૪૭ શ્રી સિદ્ધાચલ સ્તવનમ્.

(થાંપરવારી સાહિબા કાબીલ મત જાજો—એ રાગ.)

આદીશ્વર અરિહંતજી, સુખના છો દરિયા; વિમલાચલવાસી પ્રભુ, રત્નત્રયી ભરિયા. આ૦ ૧ આદીશ્વરના ધ્યાનથી, ઘટ આનંદ આવ્યો; પ્રભુ ગુણમાં લીનતા થતાં, એક રૂપ સુહાયો. આ૦ ૨ અનુભવ અમૃતપા-નમાં, ચેતન સુખ ભોગી; નિર્મલ શુદ્ધ સ્વભાવનો, યોગ સાધે યોગી. આ૦ ૩ ભક્તિ ક્રિયા ને જ્ઞાનથી, વિમલાચલ યાત્ર; કરશે તે જન થાવશે, પરમાનંદ પાત્ર. આ૦ ૪ ગુણસ્થાનક પગથાલીયે, ચઢી જિનવર ભેટું; શુકલધ્યાનની દૃષ્ટિથી, દેખતાં

નહિ છેહું. આ૦ ૫ નિજદૃષ્ટિ નિજમાં ભળી, વિમલાચલ ફરશી; શત્રુ સહુ પાછા ફર્યા, દેખી જ્ઞાનની બરશી. આ૦ ૬ અસંખ્યપ્રદેશી ચેતન, થયો શક્તિ વિલાસી; ઉત્કટ વીર્ય પ્રધ્યાનથી, વિમલાચલવાસી. આ૦ ૭ એકમેક પ્રભુ ભેટતાં; એકરૂપ સુહાયા; સાદિઅનંતી સ્થિતિથી, ક્ષાયિક ગુણ પાયા. આ૦ ૮ શુદ્ધપરિણતિ ભકિતથી, થયા સિદ્ધ અનંતા; વિમલાચલ મહિમા ઘણો, પાપી પ્રાણી તરંતા. આ૦ ૯ સિદ્ધાચલ શિખરે ચડો, ચેતન ગુણ પ્યારા; આદીશ્વર ભેટી ભલા, અંતરથી ન ન્યારા. આ૦ ૧૦ શરણું સિદ્ધાચલનું કર્યું, તેને વિશ્વાસી; બુદ્ધિસાગર ભેટતાં, જ્યોતિજ્યોત પ્રકાશી. આ૦ ૧૧

## ૪૮ સિદ્ધાચલગિરિ સ્તવન.

( ખૂનેજીગર કો પીતે હે હમ—એ રાગ. )

વિમલાચલથી મન મોહ્યું રે, મ્હને ગમે ન બીજે ક્યાંય; મન મોહનમાં સુખ જોયું રે, મુજ આતમ સુખની છાંય. વિમલાચલ૦ સમરૂં સિદ્ધાચલ સ્વામી, લળી લળી વન્દુ ગુણરામી; મુજ જીવન અંતર્યામીરે, અનુભવથી અનુભવાય. વિમલા૦ ૧ મનમોહન લાગ્યા મીઠા, આદીશ્વર નયને દીઠા; હવે રહ્યા ન લખવા ચિઠ્ઠારે, મન મસ્તીથી મકલાય. વિમલા૦ ૨ સિધ્ધ્યા તુજ પ્રેમે અનંતા, વળી સિદ્ધશે ભવિજનસંતા; થયા સિદ્ધ બુદ્ધ ભગવંતારે, જ્ઞાનીઓ તુજને ગાય. વિમલા૦ ૩ તુજ સાથે લગની લાગી, મુજ ભવની ભાવટ ભાગી; મુજ અંતર ચેતના જાગીરે, મુજ મનડું તુજને ચ્હાય. વિમલા૦

૪ આનન્દ જ્ઞાને ઉલ્લસિયો, મુજ હૃદય કમલમાં વસિયો; શ્રદ્ધા પ્રીતિએ વિકસિયોરે, ઘટ સુખસાગર ઉભરાય. વિમલા૦ ૫ તુજ શરણે નિર્ભય થઇયો, આતમ જીવન ગઢ ગહિયો; મરજીવો થૈ તુજ લહિયોરે, તું આપોઆપ સુહાય. વિમલા૦ ૬ વિમલાચલવાસી વ્હાલા, મુજ સુણશો કાલાવાલા; બુદ્ધિસાગર ઘટ ભાળ્યારે, નિત્ય રહેશો હૈડા માંહ્ય. વિમલા૦ ૭

## ૪૯ સિદ્ધગિરિ સ્તવન.

(ગંગાતટ તપોવનમાંરે, બની રચના ભારી–એ રાગ)

વિમલાચલ વ્હાલારે, નમું ગુણ ભંડારી;
વીતરાગ જિનેશ્વરરે, સ્તવું વિભુ ગુણધારી.

### સાખી.

આનન્દઘર પુણ્યકંદને, જયાનંદ સુવિશાલ;
જગતારણ પાતાલમૂલ, વિભાસ મંગલમાલ.

અકલંક અનાદિરે, અનંત ને અવિકારી;
અજરામર નામેરે, ક્ષેમંકર અઘહારી. વિ૦ ૧

સાખી.

સહસપત્ર ગુણકંદ ને, અમરકેતુ ગિરિરાજ;
તમકંદ કર્મક્ષય અને, શિવંકર ગુણરાજ.
રાજરાજેશ્વર સદારે, નમું ગુણ નિર્ધારી;
મોહ પરિણતિ વારીરે, રહું નહિં સંસારી. વિ૦ ૨

સાખી.

સુમતિશ્રેષ્ઠાભયકંદ ને, મહોદય હેતુસુજાણ;
ગજચન્દ્ર અચલ સુરકાંત છો, તીર્થરૂપી ભગવાન્.
એમ નામ ઘણેરાંરે, સ્મરણ કરૂં સુખકારી;
બુદ્ધિસાગર તીરથરે, સકલનયે જયકારી. વિ૦ ૩

## ૫૦ ગિરિનાર નેમિજિન સ્તવન.

( સમકિત દ્વારગભારે પેસતાંજી—એ રાગ. )

ગિરિનાર પર્વત નેમિ વંદતાંરે, ધ્યાવતાં શિવસુખ થાયરે; દીક્ષા કેવલ ને મુક્તિ નેમિ-

નીજી, કલ્યાણ ભૂમિ સુહાયરે. ગિરિનાર૦ ૧ નેમિનાથ ગુણ ગાવતાંજી, ગુણ પ્રકટે નિર્ધારરે; કારણ પામી કારજ સંપજેજી, યાત્રા કરો સુખકારરે. ગિરિનાર૦ ૨ નેમિજિનેશ્વર મંદિર શોભતુંજી, સ્વર્ગવિમાન સમાનરે; નેમિપ્રતિમા દર્શન કરેજી, નાસે દોષની ખાણરે. ગિરિનાર૦ ૩ નેમિજિનેશ્વર સરખો આતમાજી, નેમિના ધ્યાનથી થાયરે; ટળે ઉપાધિ આધિ યાત્રથીજી; નિવૃત્તિ સત્ય પ્રકટાયરે. ગિરિનાર૦ ૪ નિવૃત્તિ માટે તીર્થની સેવનાજી, આતમ નિઃસંગ થાયરે; બુદ્ધિસાગર નિજ આત્મનીજી, શુદ્ધદશા પ્રગટાયરે. ગિરિનાર૦ ૫

## ૫૧ આબુ જિનચૈત્ય સ્તવન.

( એક દિન પુંડરિક ગણધરરે લાલ—એ રાગ. )

આબુ પર્વત રળિયામણોરે લોલ, જિન-

મંદિર જયકારરે; વિમળશાહે કરાવીયાંરે લોલ, જિન પ્રતિમા સુખકારરે. આબુ૦ ૧ વસ્તુ-પાલ ને તેજપાલનાંરે લોલ, મંદિર દેવ-વિમાનરે; જિનપ્રતિમાને વંદતાંરે લોલ, પ્રગટે હર્ષ અમાનરે. આબુ૦ ૨ અવચલગઢ જિનમંદિરોરે લોલ, વંદો પૂજો ભવ્યરે; આતમ ગુણ પ્રગટાવવારે લોલ, માનવભવ કર્તવ્યરે. આબુ૦ ૩ જિનમંદિર બીજાં ભલાંરે લોલ, દર્શનથી દુઃખ જાયરે; ધ્યાન સમાધિ સ્થિરતા વધેરે લોલ, આરોગ્ય આ-નંદ થાયરે. આબુ૦ ૪ દ્રવ્ય ને ભાવ બે ભેદથીરે લોલ, યાત્રા કરંતાં બેશરે; બુદ્ધિ-સાગર આત્મમાંરે લોલ, સહજાનંદ હમેશરે. આબુ૦ ૫

## ૫૨ સમ્મેતશિખર સ્તવન.
( રાગ ઉપરનો. )

સમ્મેતગિરિ અતિ શોભતોરે લોલ, સિદ્ધયા તીર્થંકર વીશરે; દ્રવ્ય ભાવ યાત્રા કરેરે લોલ, વિઘટે રાગ ને રીસરે. સમ્મેત૦ ૧ જિનમંદિર પ્રભુ વંદતાંરે લોલ, આનંદ પ્રગટે અપારરે; યાત્રા કરે અનુભવ થતોરે લોલ, નાસે કર્મ વિકારરે. સમ્મેત૦ ૨ ભાવ સમ્મેત શુદ્ધાતમારે લોલ, દર્શન સ્પર્શન થાયરે; અનુભવજ્ઞાને ધ્યાવતાંરે લોલ, પોતે પ્રભુપદ પાયરે. સમ્મેત૦ ૩ સાધન-યોગે સાધ્યની સિદ્ધિ છેરે લોલ, મનશુદ્ધિના ઉપાયરે; જે જે દ્રવ્યથી કરવા ઘટેરે લોલ, કરવા તે હિત લાયરે. સમ્મેત૦ ૪ દ્રવ્ય ને ભાવથી જિનપ્રતિમા ભલીરે લોલ, દ્રવ્ય ને ભાવથી સેવરે; બુદ્ધિસાગર નિજ આત-મારે લોલ, આવિર્ભાવે દેવરે. સમ્મેત૦ ૫

## ૫૩ કેશરીયાનાથ સ્તવન.

(કેશરીયા થાશું પ્રીત લાગીરે સાચા ભાવશું–એ રાગ.)

કેશરીયા જિનવર !! વંદું સ્તવું નમું ભાવથી; પ્રભુ વ્હાલા લાગ્યા મુક્તિદાયક ગુણદાવથી. મેવાડે ધૂલેવા નગરે ત્રણ ભુવન ધણી ગાજો; તુજસમ કોઈ ન જગમાં દૂજો, અનંતશક્તિ છાજોરે. કેશરીયા૦ ૧ અઢાર દોષ રહિત તીર્થંકર, પાંત્રીશ ગુણમય વાણી; ચોત્રીશ અતિશયવંત પ્રભુજી, લોકાલોકના જ્ઞાનીરે. કેશરીયા૦ ૨ સર્વદેશના સંઘો આવે, લળી લળી વંદે ભાવે; જાગંતો કલિયુગમાં તું છે, સર્વ લોક તુજ ગાવેરે. કેશરીયા૦ ૩ સર્વ દેવ દેવીઓ ઈન્દ્રો, નમે હાથ બે જોડી; રાજારાણા તુજને માને, કરે ન કો તુજ હોડીરે. કેશરીયા૦ ૪ અજ્ઞાનીથી દૂર ઘણો તું,

ભક્તજ્ઞાનીની પાસે; બુદ્ધિસાગર પરચો પાયો, પરખ્યો જ્ઞાન પ્રકાશેરે. કેશરીયા૦ ૫

## ૫૪ શ્રી કેશરીયાજીનું સ્તવન.

કેશરીયા તીર્થ બડા ભારી, ભવિક તુમ પૂજો નરનારી; શરણ એક ઋષભ પ્રભુ ધારી, કપટ ઓર નિંદાકુ વારી. કે૦ સંવત્ ઓગણીશ બાસઠેમેં, વિજાપુરનો સંઘ; દર્શન કરવા નીકળ્યોરે, આણી હર્ષ ઉમંગ. શોક સહુ ચિન્તાને વારી, ગણી સબ મિથ્યા જગયારી કે૦ ૧ કૃષ્ણ પક્ષ છઠ મંગલેરે, માસ રૂડો હે પોષ; પ્રથમ જિનેશ્વર ભેટિયારે, પાયા મન સંતોષ. ધર્મ હે ઉપયોગે ધારી, જિનાજ્ઞા જાણી સુખકારી. કે૦ ૨ હરિ હર બ્રહ્મા તું ખરોરે, શિવ શંકર મહાદેવ; દોષ અઢારે ક્ષય કર્યારે, સુરનર કરતા સેવ; ખુદા તુમ અકલગતિ ન્યારી, નિરંજન બ્રહ્મ

દશા તારી. કે૦ ૩ અલવેશ્વર અરિહંતજીરે, ચાર અતિશયવન્ત; અજરામર નિર્મલ પ્રભુરે, સેવે સજ્જન સન્ત. અચલ તુજ જગમાં બલિહારી, જિનેશ્વર જાણો જય-કારી. કે૦ ૪ તુંહિ તુંહિ તું હું સ્મરૂરે, વ્યક્તિથી હે ભેદ; પિંડમાં પરગટ પેખતાં-રે, વર્તે ભેદાભેદ. લગી ઘટ રટનાકી તારી, જ્યોતકી હોવે ઉજિયારી. કે૦ ૫ અલખ અરૂપી તું પ્રભુરે, 'બુદ્ધિસાગર' ધાર; કર્મશત્રુકું જીતીએરે, કરી કેશરિયાં સાર. ધરી ઘટ ધ્યાનદશા સારી, લહો ઝટ મુક્તિવધૂ પ્યારી. કે૦ ૬

---

### ૫૫ અષ્ટાપદ સ્તવન.

( રાગ–શ્રીરે સિદ્ધાચળ ભેટવા. )

અષ્ટાપદ ગિરિ સેવના, ભવી ભાવથી પામે;

અષ્ટકર્મને જીતીને, ઠરે મુક્તિ ઠામે. અષ્ટાપદ૦ ૧ દ્રવ્યથી અષ્ટાપદ ગિરિ, ભાવે આતમ પોતે; આઠ પગથિયાં યોગનાં, આરોહવાં જ્યોતે. અષ્ટાપદ૦ ૨ યમ નિયમ આસન અને, પ્રાણાયામ એ ચાર; હઠનાં પગથિયાં ચાર છે, ચાર સહજનાં ધાર. અષ્ટાપદ૦ ૩ પ્રત્યાહાર ને ધારણા, ધ્યાન સત્ય સમાધિ; શુદ્ધાત્મદર્શને પ્રાપ્તિ છે, નાસે આધિ ઉપાધિ. અષ્ટાપદ૦ ૪ ચોવીશ તીર્થંકરતણી, મૂર્તિઓ દેખે; દર્શન વંદન ધ્યાનથી, મોહભાવ ઉવેખે. અષ્ટાપદ૦ ૫ આઠ પગથિયાંપર ચઢી, પરમાતમ જોવે; બુદ્ધિસાગર આતમા, સિદ્ધ મહાવીર હોવે. અષ્ટાપદ૦ ૬

## ૫૬ તારંગા તીર્થ સ્તવન.

(ધનાશ્રી)

તારંગા તીર્થ મઝાનુંરે, આનંદ દે નિ-

ધાર. તારંગા૦ અજિતનાથ મહારાજનુંરે, જિનમન્દિર જયકાર; અજિતનાથ પ્રભુ ભેટિયારે, સુખ સંપત્તિ દાતાર. તારંગા૦ ૧ કુમારપાળે કરાવીયુંરે, પાછળ જીર્ણોદ્ધાર; સંવત્ સોળની સાલમાંરે, શોભે સુન્દરાકાર. તારંગા૦ ૨ સિદ્ધશિલાની ઉપરેરે, એ જિન દેરી સાર; કોટિશિલાપર દેરી બેરે, શ્વેતાંબર મનોહાર. તારંગા૦ ૩ ધર્મપાપની બારીએરે, એક દેરી સુખકાર; જિનપ્રતિમાઓ જિન સમીરે, ભેટી ભાવ વિશાલ. તારંગા૦ ૪ કુદરતી ગુફાઓ ભલીરે, તીર્થ પવિત્ર વિચાર; કોટી મનુષ્યો સિદ્ધિયારે, વન્દુ વાર હજાર. તારંગા૦ ૫ તારંગા મન્દિરનીરે, ઉંચાઈ શ્રીકાર; દેખી શીર્ષ ધુણાવતારે, યાત્રાળુ નરનાર. તારંગા૦ ૬ ગુર્જરત્રા પાવનકરૂંરે, તીર્થ વડું ગુણકાર;

બુદ્ધિસાગર તીર્થનીરે, યાત્રા જયજયકાર. તારંગા૦ ૭

## ૫૭ તારંગ તીર્થ અજિત જિનેશ્વર સ્તવન.

( રાગ-એ ગુણ વીરતણો ન વિસારૂં. )

તારંગા ગઢ અજિત જિનેશ્વર, પૂજતાં સુખ થાયરે; અજિત બને નિજ આતમધ્યાને, મોહ તે ભાગ્યો જાયરે. તારંગા૦ ૧ ભ્રમરી સંગે ઇયિલ ભ્રમરી,-રૂપને ધ્યાને પાયરે; તેમ પ્રભુના ધ્યાને રહેતાં, આતમ તદ્રૂપ થાયરે. તારંગા૦ ૨ દ્રવ્ય ભાવથી યાત્રા કરવી, પ્રભુની સદ્‌ગુણ વરવારે, સેવા પૂજા ગાયન ભક્તિ, પ્રભુ ગુણને અનુસરવારે. તારંગા૦ ૩ પ્રભુ સમ ગુણ નિજ આતમમાંહી, તેહનો આવિર્ભાવરે; કરવા સાધન યાત્રાદિક સહુ, ચૂકે ન સમકિતી દાવરે. તારંગા૦ ૪ આતમની શુદ્ધિ કરવાને, તુજ અવલંબન

લીધુંરે; બુદ્ધિસાગર સાધ્યોપયોગે, નિજ સુખ નિજને દીધુંરે. તારંગા૦ ૫

## ૫૮ પાનસર મહાવીર સ્તવન.

(રાગ ઉપરનો.)

પાનસરા મહાવીર જિનેશ્વર, વાંદ્યા ભેટયા ભાવેરે; પુણ્યોદયથી દર્શન પૂજા, કીધી આ- તમ દાવેરે. પાનસરા૦ ૧ પ્રભુદર્શન કરતાં નિજદર્શન, આત્મપ્રભુતા જાગેરે; શ્રદ્ધાપ્રે- મથી આત્માર્પણને, કરતાં મોહની ભાગેરે. પાનસરા૦ ૨ મતિ-શ્રુતજ્ઞાન પ્રગટતાં દર્શન, ભાવથી પ્રભુનું થાયરે; આત્માનુભવ ઝાંખી થાતાં, પ્રભુતા નિજ પ્રગટાયરે. પાનસરા૦ ૩ તુજ રૂપ ધ્યાતાં તુજ રૂપ થાવું, નિશ્ચય છે નિર્ધારરે; પતિવ્રતા સમ નવધા ભક્તિ, તાહરી શિવ દાતારરે. પાનસરા૦ ૪ કલિ- કાલે તુજ શરણું કીધું, સ્વાર્પણ કરીને

સર્વરે; નામ રૂપનો મોહ રહ્યો નહીં, તુજ ભક્તિમાં અગર્વરે. પાનસરા૦ ૫ અર્પાઇ તુજમાં હું ભાવે, કરૂં તે ત્હારી ભકિતરે, બુદ્ધિસાગર આત્મમહાવીર, પ્રગટે અનંતી શકિતરે. પાનસરા૦ ૬

## ૫૯ ઝઘડીયા આદિનાથ સ્તવન.

(રાગ ઉપરનો.)

આદિ જિનેશ્વર ગાતાં ધ્યાતાં, રહે ન ઝઘડા કોયરે; શુદ્ધપ્રેમથી પ્રગટ પ્રભુતા, આનંદ હેલી જોયરે. આ૦ ૧ મન વાણી કાયા તુજ હુકમે, વર્તતાં નિજ રાજ્યરે; આત્માના તાને સહુ યોગો, એજ પ્રભુ સામ્રાજ્યરે. આ૦ ૨ રત્નત્રયી સ્થિરતા લીનતામાં, પ્રગટે નિશ્ચય તાનરે; બુદ્ધિસાગર આત્મોપયોગે, પ્રભુ મળ્યા મન માનરે. આ૦ ૩

## ૬૭ પંચાસરા પાર્શ્વનાથ સ્તવન.

(પાર્શ્વ શંખેશ્વરા સાર કર સેવકા—એ રાગ.)

પાર્શ્વ પંચાસરા જગત્માં જયકારા, પૂર્ણ આનંદ દરિયો સુહાયો; શુદ્ધ આત્મપ્રભુ વીતરાગી વિભુ, પૂર્ણ જ્યોતિ સ્વરૂપે મેં ધ્યાયો. પાર્શ્વ૦ ૧ રોગ નહિ શોક નહિ સર્વ ચિંતા રહિત, સર્વ ભીતિ રહિત આત્મ વરવા; શુદ્ધ ક્ષાયિક તુજ રૂપ સંભારતાં, તત્ક્ષણ મોહ નહીં શોક પરવા. પાર્શ્વ૦ ૨ જેવું છે તાહ્યરૂં રૂપ આવિઃ ભલું, માહ્યરૂં તેહવું રૂપ નક્કી; માહ્યરી તાહ્યરી એકતા અનુભવી, જીવતાં મુક્તિની ઝાંખી વકી. પાર્શ્વ૦ ૩ ભાર શો ? દુઃખનો જ્ઞાન આગળ ટકે, ભાનુ ત્યાં તમ રહે કેમ ક્યારે; તુજ દેખે થતો આત્મઉપયોગ મુજ, પૂર્ણ આનંદ વહેતોજ ત્યારે. પાર્શ્વ૦

૪ માહ્યરો તાહ્યરો ભેદ જ્યાં છે નહીં, એક આનંદરૂપે પ્રકાશ્યો; બુદ્ધિસાગર પરિ- પૂર્ણ શક્તિમયી, આતમા આત્મરૂપેજ ભાસ્યો. પાર્શ્વ૦ ૫

---

## ૬૧ ચારૂપ પાર્શ્વનાથ સ્તવન.

(સાંભળશો મુનિ સંયમ રાગે–એ રાગ.)

ચારૂપ પાર્શ્વજિનેશ્વર વંદુ, ગાવું ધ્યાવું પ્રેમેરે; દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવે અનંતુ, સત્યરૂપ છે ક્ષેમેરે. ચા૦ ૧ શુદ્ધ સ્વરૂપે પરિણમવા- માં, ભક્તિયોગ ને સેવારે; તુજ ઉપયોગ તે જ્ઞાનયોગ છે, પ્રગટ રૂપ નિજ હેવારે. ચા૦ ૨ આત્મોપયોગે કર્મ ન લાગે, તન્મય તુજથી થાતાંરે; અનંત પૂર્વભવોનાં કર્મો, ક્ષણમાં દૂર પલાતાંરે. ચા૦ ૩ એક એક યોગે જગલોકો, અનંત મુક્તિ પામ્યારે;

અસંખ્ય યોગો જાણી જ્ઞાને, જ્ઞાનીઓ વિશ્રામ્યારે. ચા૦ ૪ સર્વનયોની સાપેક્ષ દૃષ્ટિ,–યોગે યોગો અભેદરે; બુદ્ધિસાગર શુદ્ધાતમમાં, રહે ન યોગનો ખેદરે. ચા૦ ૫

## ૬૨ ભોંયણી મલ્લિજિન સ્તવન.

મલ્લિજિન વન્દિએ ભવિભાવેરે, સુરાસુર મુનિવર ગુણ ગાવે. મલ્લિ૦ પ્રભુ માત કૂખે જબ આયારે, ઇન્દ્રાદિક સુરગિરિ લાયારે, આઠ જાતિ કળશો નવરાવ્યા. મલ્લિ૦ ૧ ત્રણ જ્ઞાને પ્રભુ ગુણવન્તરે, પ્રતિબોધ્યા મિત્ર મહન્તરે, ભાવે દીક્ષા ગ્રહી સુખવન્ત. મલ્લિ૦ ૨ પ્રભુ વિચર્યા દેશ વિદેશરે, પરભાવતણો નહિ લેશરે, ટાળ્યો મોહભાવ સંકલેશ મલ્લિ૦ ૩ પ્રમાદ દશા દૂર ટાળીરે, શ્રેણિ ક્ષપક વર્યા લટકાળીરે, મોહરાયતણો

મદ ગાળી. મલ્લિ૦ ૪ ચાર ઘાતીકર્મ ખપાવીરે, ધ્યાનાન્તરીએ પ્રભુ આવીરે, કેવલકમલા ઘટ પાવી. મલ્લિ૦ ૫ પ્રભુ સમવસરણમાં સુહાયારે, મળ્યા ઈન્દ્રાદિક નર રાયારે, નવ તત્ત્વ જિનેશ્વર ગાયા. મલ્લિ૦ ૬ પ્રભુ વાણી ગુણ પાંત્રીશરે, અતિશય સોહે ચોત્રીશરે, સિદ્ધ બુદ્ધ પ્રભુ જગદીશ. મલ્લિ૦ ૭ શાશ્વત શિવપદ ઝટ પાયારે, પરમાતમ રૂપ સોહાયારે, બુદ્ધિસાગર એમ ગુણ ગાયા. મલ્લિ૦ ૮

### ૬૩ સંખેશ્વર પાર્શ્વનાથ સ્તવનમ્.

પાર્શ્વ સંખેશ્વરા જગતમાં જયકરા, જ્ઞાન ને જ્ઞેયરૂપે સુહાયા; સર્વ જડવસ્તુથી ભિન્ન તું છે પ્રભુ, જાતિ ભાતિ નહિ લિંગ કાયા. પાર્શ્વ૦ ૧ શક્તિ અનંત આધાર તું દેવ છે, એક સમયે સકલગુણ ભોગી; લબ્ધિ

ક્ષાયિક નવ સાધનંતિપણે, શુદ્ધ રત્નત્રયિ ગુણયોગી. પાર્શ્વ૦ ૨ શુદ્ધ શક્તિમયી અલખ અરિહંત તું, દેવનો દેવ તું ધર્મધોરી; અચલ નિર્મલ વિભુ વ્યાપ્ય ને વ્યાપક, શુદ્ધ ઉપયોગમાં તું વસ્યોરી. પાર્શ્વ૦ ૩ તારજો નાથજી બિરૂદ નિજ રાખશો, શુદ્ધ વ્યક્તિપણે શીઘ્ર થાપો; બુદ્ધિસાગર પ્રભુ શુદ્ધ ઉપયોગમાં, ધર્મ સ્યાદ્વાદમય શીઘ્ર આપો. પાર્શ્વ૦ ૪

## ૬૪ શ્રી સંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન.

(હવે મને હરિ નામશું નેહ લાગ્યો—એ રાગ.)

શ્રી શંખેશ્વર પાર્શ્વજી તારજોરે વ્હાલા, બાલ કરે છે કાલાવાલારે. શ્રી શંખેશ્વર. ધરણેન્દ્ર પદ્માવતી દેવી, શાસનસાંનિધ્યકારી; વિઘ્નાપહારી, મઙ્ગલકારી, સાહાય્ય કરે સુખકારીરે. શ્રી. ૧ શ્રી ચિન્તામણિ પાર્શ્વમં-

ત્રના, જાપે જગ જયકારી; દર્શન દેઈને દુઃખડાં ટાળે, મહિમા જગત્માંહિ ભારીરે. શ્રી. ૨ અનુભવ અમૃત જ્ઞાનની ધારા, બાલક આપનાંરે પામે; સંઘ ચતુર્વિધ શાસન ઉન્નતિ, થાશે આપનાજ નામેરે. શ્રી. ૩ શાંતિ તુષ્ટિ પુષ્ટિના કર્તા, પાપ પાખંડ સહુ હર્તા; પાર્શ્વપ્રભુ નામ મન્ત્રના ધ્યાને, ભવસાગર જીવ તરતારે. શ્રી. ૪ આત્મસમાધિના દાતા ને જ્ઞાતા, અરજી આ ઉરમાં સ્વીકારો; ગાંડો ઘહેલો પણ બાલ તુમારો, દયા લાવીને ઝટ તારોરે. શ્રી. ૫ નિરાકાર ને સાકારવાદની, તાણાતાણે કેઈ ઝૂલ્યા; ભેદુની પાસે ભેદ લહ્યાવિણ, ભણતરમાં ભ્રાન્તિથી ભૂલ્યારે. શ્રી. ૬ નિરાકાર ને સાકાર તું પ્રભુ, સાપેક્ષે સહુ સાચું; સ્યાદ્વાદદર્શનજ્ઞાનવિના પ્રભુ, જાણ્યું હવે સહુ કાચુંરે. શ્રી. ૭

કપટે કોટિ યત્નો કરો કોઇ, જૂઠું તે સહુ જાણું; સ્યાદ્વાદદર્શન આતમસ્પર્શને, આત્મપ્રદેશે રંગાણુંરે. શ્રી. ૮ ઇષ્ટ દેવ ને ગુરૂ સુખસાગર, ધર્મગુરૂ ઉપકારી; બુદ્ધિસાગર જયજય બોલો, જિનદર્શન બલિહારીરે. શ્રી. ૯

## ૬૫ ડભોઈ લોઢણપાર્શ્વનાથ સ્તવન.

( સુમતિનાથ ગુણ શું મલીજી—એ રાગ. )

લોઢણ પાર્શ્વ જિનેશ્વર વંદુ, ભાવ ધરી સુખકારી; ધરણેન્દ્ર પદ્માવતી સેવે, પાર્શ્વ યક્ષ ગુણકારી. પ્રભુજી મ્હારા જગમાં તુજ બલિહારી. ૧ મન વચન કાયાથી ભક્તિ, કરતાં મંગલકારી; ઋદ્ધિ સિદ્ધિ તુષ્ટિ પુષ્ટિ, અનુભવ સુખ નિર્ધારી. પ્રભુજી૦ ૨ હરિ હર બ્રહ્મા અલખ નિરંજન, વર્તો જગ જયકારી; પુરિસાદાની પુરૂષોત્તમ તું, જગ જન આનંદ-

કારી. પ્રભુજી૦ ૩ તુજ સેવાથી શિવ સુખ મેવા, ચિંતામણિ હિતકારી; કામકુંભ શ્રી કલ્પવૃક્ષ તું, પરમાનંદ પદધારી. પ્રભુજી૦ ૪ તુજ સેવામાં નિશદિન રહીશું, પ્રાણજીવન ઉર ધારી; બુદ્ધિસાગર પ્રેમે ગાવે, લેશો આ વિનતિ સ્વીકારી. પ્રભુજી૦ ૫

## ૬૬ નવપદ ઓળીનું સ્તવન.

(પ્રીતલડી બંધાણીરે અજિત જિણંદશું—એ રાગ.)

નવપદ ઓળીરે કીજે અતિશય ભાવથી, શ્રીપાલમયણા પેઠે નર ને નારજો; અરિહંત સિદ્ધ ને સૂરિ વાચક મુનિવરા, દર્શન જ્ઞાન ચરણ તપ નવ સુખકારજો. નવપદ૦ ૧ પદ પદ આંબિલ નવકારવાલી વીશને, ગણીએ કરી ષટ્ આવશ્યક બેસજો; કર્મ નિકાચિત રોગો આ ભવમાં ટળે, ઉપસર્ગો સંકટ નાસે સહુ ક્લેશજો. નવપદ૦ ૨ આતમ

નવધા ક્ષાયિક ઋદ્ધિ સંપજે, જન્મ જરા ને મૃત્યુ ભયનો નાશજો; આતમ તે પરમાતમભાવે ઉલ્લસે, અનંત આનંદ અનુભવ પ્રગટે ખાસજો. નવપદ૦ ૩ ગુરૂગમ લહીને નવપદ ધ્યાને રીઝીએ, સમતાભાવે સુખદુઃખ સહીએ સર્વજો; દુઃખની વખતે દીનપણું નહિ ધારીએ, સત્તા લક્ષ્મીનો નહીં કરીએ ગર્વજો. નવપદ૦ ૪ દ્રવ્ય ભાવ વ્યવહાર ને નિશ્ચય નયથકી, ભેદાભેદે નવપદ સત્ય સ્વરૂપજો; બુદ્ધિસાગર આરાધંતાં આતમા, નિજમાં નવપદ ઋદ્ધિ પ્રગટે અનુપજો. નવપદ૦ ૫

## ૬૭ વર્ધમાન આંબિલતપ સ્તવન.

( દાન સુપાત્રે દીજે હો ભવિકા દાન સુપાત્રે દીજે.)

વર્ધમાન જિન વંદુ હો ભાવે વર્ધમાન જિન વંદુ; આતમ ભાવે આણંદુ હો ભાવે વર્ધમાન જિન વંદુ. વર્ધમાન આંબિલ

તપ ભાખ્યું, પરમાતમ પદ વરવા; એકા-
દિક આંબિલ એમ ચઢતાં, શત આંબિલ
એમ કરવાં. હો ભાવે૦ ૧ એક આંબિલ
કરી ઉપવાસ પશ્ચાત્, બે આંબિલ ઉપવાસે;
ચઢતે આંબિલ ઉપવાસ અંતર, વીશે
વિશ્રામ વાસે. હો ભાવે૦ ૨ નવપદમાંથી
ગમે તે પદનો, જાપ તે વીશ હજાર; બાર
ખમાસમણ લોગસ્સ બારનો, કાયોત્સર્ગ
વિચાર. હો ભાવે૦ ૩ ગુરૂમુખથી વિધિપૂ-
ર્વક ઉચ્ચરી, પૂર્ણ થતાં ઉજવીએ; તદ્ભવ
ત્રીજા ભવમાં મુક્તિ, જૂઠું કાંઈ ન
લવીએ. હો ભાવે૦ ૪ ચૌદ વર્ષ ત્રણ
માસ ને ઉપરે, વીશે દિવસે પૂરો;
વિશ્રામવણ તપ આરાધંતાં, તપ ન રહે
અધૂરો. હો ભાવે૦ ૫ પાંચ હજાર
પચ્ચાશ છે આંબિલ, ઉપવાસ શત નિર્ધાર,

પૂર્ણ કરે વડભાગી તપિયા, લબ્ધિ શક્તિ ભંડાર હો ભાવે૦ ૬ આહારાદિ વિષયોમાં રસવણુ, આતમ આનંદ રસિયા; ક્ષણમાં મુક્તિ પામે નિશ્ચય, ભાવ તપે ઉલ્લસિયા. હો ભાવે૦ ૭ અંતગડ સૂત્ર ને આચાર-દિનકરે, શ્રીચંદ કેવલી સાધ્યું; બુદ્ધિસાગર આત્મોલ્લાસે; મહાસેનજીએ આરાધ્યું હો ભાવે૦ ૮

---

## ૬૮ પ્રભુ મહાવીરનું દીવાળી સ્તવન.

(ચેતનજી ચેતો કોઈના દુનિયામાં ત્હારૂં–એ રાગ.)

પરમેશ્વર મહાવીર ત્હારી છે સત્ય દિવાળી; દેખી પ્રગટી આતમમાંહિ લાલીરે. પરમેશ્વર૦ જ્ઞાનને દર્શનચારિત્રઋદ્ધિ, અનંત અનંત ઉજવાળી; પરમાતમ પરબ્રહ્મ સનૂરા, શક્તિ અનંત અજવાળીરે. પરમેશ્વર૦ ૧ જન્મ

મરણુ આધિ વ્યાધિ ઉપાધિ, તેથી રહિત જય-
કારી; શુદ્ધોપયોગે જોયું અંતર્માં, આનંદ
દીવાળી ભાળીરે. પરમેશ્વર૦ ૨ ૐ હ્રીઁ
અર્હં મહાવીર જપતાં, વીર બન્યો સુખ-
કારી; બુદ્ધિસાગર તત્ત્વમસિ પ્રભુ, સોઽહં
સદા ઉપકારીરે. પરમેશ્વર૦ ૩

## ૬૯ સર્વસાધારણ તીર્થ સ્તવન.

( રાગ પીલુ ત્રિતાલ. )

સર્વ તીર્થ જયકાર, નમું હું, સર્વ તીર્થ
જયકાર. તારે તે તીર્થજ સાર, નમું.
ઉર્ધ્વ લોક ને અધોલોકે સહુ, તીર્થ જે ચાર
નિક્ષેપ; નમું. મૃત્યુલોકમાં સ્થાવર જંગમ,
તીર્થ ભજે નહીં લેપ. નમું. ૧ વ્યવહારથી
ને નિશ્ચય તીર્થો, ઉપાદાન નિમિત્ત;
નમું. દર્શન જ્ઞાન ને ચારિત્ર તીર્થજ, સેવ્યાં

આત્મ પવિત્ર. નમું. ૨ આત્મોન્નતિ ને આત્મશુદ્ધિ કર, સંઘોન્નતિકર જેહ; ગુરૂ દેવાદિ તીર્થો સર્વે, નમીએ ધ્યાઈએ એહ. નમું. ૩ સંઘ ચતુર્વિધ સંખ્યાવૃદ્ધિ, સેવા ભક્તિ સાર; જંગમ તીર્થથી સ્થાવર તીર્થ-જ, પ્રગટે છે હિતકાર. નમું. ૪ આતમ તીર્થ છે સર્વ તીર્થનો, નાયક મુખ્યાધાર, આત્મશુદ્ધિકર સર્વે તીર્થો, સેવો નર ને નાર. નમું. ૫ સાનંદ શહેરે આનંદ લ્હેરે, વાંધા સહુ દેવેશ; ઓગણીશ સત્તોતેર આ-શ્વિનની, બીજ તિથિ સુવિશેષ. નમું. ૬ તપાગચ્છ સાગર શાખામાં, સુખસાગર ગુરૂરાજ; ચોમાસી દેવવંદન રચતાં, સિદ્ધયાં સઘલાં કાજ. નમું. ૭ સાનંદ સંઘના ભક્તિભાવથી, ભણવા ગણવા હેત; બુદ્ધિ-સાગરસૂરિ સિદ્ધિ, પૂર્ણાનંદને હેત. નમું. ૮

## ૭૦ બીજનું સ્તવન.

( એક દિન પુંડરીક ગરૂધરરે લાલ—એ રાગ. )

બીજ તિથિએ જૈનધર્મનુંરેલોલ, બીજ ગ્રહો સમકિતરે હુંવારીલાલ; દેવ ગુરૂ ને જૈનધર્મનીરેલાલ, શ્રદ્ધા સમકિતરીતરે હુંવા-રીલાલ. બીજ. ૧ અનંતચાર કષાયનોરેલાલ, ત્રણ મોહની તેમરે હુંવારીલાલ; સાત પ્રકૃતિ ઉપશમે યદારેલાલ, ત્યારે સમકિત નેમરે હુંવારીલાલ. બીજ. ૨ સાતનો ક્ષયોપશમ ક્ષયેરેલાલ, ક્ષયોપશમ ક્ષાયિકરે હુંવારીલાલ; વ્યવહાર સમકિત સાધતાંરે લાલ, નિશ્ચય સમકિત એકરે હુંવારીલાલ. બીજ. ૩ નિશ્ચય સમકિત મુનિપણેરેલાલ, ચારિત્ર ભેગું સુહાયરે હુંવારીલાલ; ચાર નિક્ષેપે સાત નયે કરીરેલાલ, સમકિત ગુણ પ્રગટાયરે હુંવારીલાલ. બીજ. ૪ ચારિત્રમોહ નિવારતાંરે

લાલ, ચૂકે ન ઉદ્યમ તેહરે હુંવારીલાલ; સમકિત તે દર્શન ભલું રેલાલ, ચરણે લહે શિવગેહરે હુંવારીલાલ. બીજ. ૫ સમકિત ઉત્કૃષ્ઠ ભાવ-થીરેલાલ, ક્ષણમાંહી મુક્તિ થાયરે હુંવારી-લાલ; સમકિત સડસઠ બોલછેરેલાલ, જ્ઞાને નિશ્ચય પાયરે હુંવારીલાલ. બીજ. ૬ નિશ્ચયના ષડ્ભેદ છેરેલાલ, પામે રહે નહીં ખેદરે હુંવારીલાલ; સમકિતરૂચિ દશ જાતની-રેલાલ, જાણી ટાળો ભેદરે હુંવારીલાલ. બીજ. ૭ જલપંકજવત્ સમકિતીરેલાલ નિ-લેંપી કર્તવ્યરે હુંવારીલાલ; ગુરૂશ્રદ્ધા ભક્તિ-વડેરેલાલ, શ્રવણાદિકથી ભવ્યરે હુંવારીલાલ. બીજ. ૮ શુદ્ધાતમ નિશ્ચય થતાંરેલાલ; અનુભવ આનંદ થાયરે હુંવારીલાલ; બુદ્ધિ-સાગર સમકિતીરેલાલ, સમ્યગ્જ્ઞાને સુહાયરે હુંવારીલાલ. બીજ. ૯

## ૭૧ પાંચમનું સ્તવન.

( પંચમી તપ તમે કરોરે—એ દેશી. )

પાંચમે જ્ઞાન આરાધના કરતાં, જ્ઞાનાવરણુ પલાયરે; મતિ શ્રુત અવધિ ને મનપર્યવ, કેવલ પ્રગટ સુહાયરે. પાંચમે. ૧ ચક્ષુ અચક્ષુ અવધિ ને કેવલ,—દર્શન પ્રગટી સુહાયરે; મતિ શ્રુતનું અજ્ઞાન ટળે ને, વિભંગ ઝટ વિણસાયરે. પાંચમે. ૨ મતિ અઠ્ઠાવીશ ત્રણસેં ચાલીશ,—ભેદે ઘટ પ્રગટાયરે; ચૌદ વીશ ભેદે શ્રુતજ્ઞાની, કેવલી સરખો થાયરે. પાંચમે. ૩ અવધિજ્ઞાન અસંખ્ય પ્રકારે, મનપર્યવ બે ભેદરે; કેવલજ્ઞાનમાં ભેદ ન બીજો, પ્રગટે ફળતી ઉમેદરે. પાંચમે. ૪ ગુરૂગમથી મતિ—શ્રુત બે પ્રગટે, આત્માનુભાવ થાયરે; બુદ્ધિસાગર ગુરૂની સેવા, કરતાં જ્ઞાન સુહાયરે. પાંચમે. ૫

## ૭૨ અષ્ટમીનું સ્તવન.

( વીર જિનવર એમ ઉપદિશે—એ રાગ. )

મહાવીર પ્રભુ તપ ઉપદિશે, અષ્ટમીનું સુખકારરે; આઠ પ્રકારે મદ ત્યાગતાં, અષ્ટમી ગતિ મળે સારરે. વીર પ્રભુ૦ ૧ પાંચ સમિતિ ત્રણ ગુપ્તિ ને, સાધતાં થાય સમાધિરે; યોગની દૃષ્ટિયો આઠ છે, પામતાં હોય ન આધિરે. વીર. ૨ અષ્ટાંગ યોગની સાધના, અનુક્રમથી કરનારરે; સાધ્ય સિદ્ધિપદ ઝટ લહે, આનંદ પૂર્ણ અપારરે. વીર. ૩ અષ્ટમી દિન કલ્યાણકો, તીર્થેશનાં થયાં બેશરે; બુદ્ધિસાગર શુદ્ધ આતમા, સાધ્ય સિદ્ધે ટળે ક્લેશરે. વીર. ૪

## ૭૩ એકાદશીનું સ્તવન.

( વીર જિનવર એમ ઉપદિશે—એ રાગ. )

મહાવીર જિનવરે ઉપદિશ્યું, એકાદશી તપ બેશરે; કૃષ્ણે આરાધન આદર્યું, ટાળવા

રાગ ને દ્વેષરે. મહાવીર૦ ૧ બહુ જિનવર કલ્યાણકો, એકાદશી દિન જાણરે; નિષ્કામભાવથી સેવતાં, પ્રગટ થતાં શુદ્ધ જ્ઞાનરે. મહાવીર૦ ૨ જ્ઞાન પ્રથમ દયા છે પછી, જ્ઞાન પછી ક્રિયા જોયરે; જ્ઞાન પછી તપ પ્રગટતું, જ્ઞાનથી ચારિત્ર હોયરે. મહાવીર૦ ૩ શુદ્ધોપયોગી જ્ઞાનીને, કર્મનો હોય ન બંધરે; સર્વ કરે છતાં સંવરી, કર્મ ક્રિયામાં અબંધરે. મહાવીર૦ ૪ એકાદશી તપ સેવતાં, અષ્ટસિદ્ધિ નવનિધિરે; બુદ્ધિસાગર ગુરૂ સેવતાં, ક્ષાયિકલબ્ધિ સમૃદ્ધિરે, મહાવીર૦ ૫

## ૭૪ જિન સ્તવન.

( નેમ ન જાણે મોરી પ્રીત—એ રાગ. )

મુજ મન મર્કટવત્ ભટકાય, નાથ કહો

કિમ સ્થિર થાવેરે. મુજ૦ ઘટમાંથી પટમાં ત્યાંથી, ઘરમાંહી મુજ મન સટકે, છટકે જાણે છૂટયું તીર, ક્ષણમાં સરરરરરરરરરરે. મુજ૦ ૧ આતમ જ્ઞાને ધ્યાને, મનને જોડું છું જયારે, ત્યારે મન મર્કટ અકળાય, ભાગે ભરરરરરરરરરરે. મુજ૦ ૨ ક્ષણમાંહી આડુ અવળુ, ભમે છે ભૂતની પેરે, માયા મોહે વ્યાપી જાય, પલકમાં પરરરરરરરરરરે, મુજ૦ ૩ ધ્યાન સાંકળથી મનડું, આતમ ખીલે બાંધ્યું, થાકી વશમાં થાવે જિમ કીર, કરમાં કરરરરરરરરરરે. મુજ૦ ૪ મન કપિ વશમાં થાવે, શિવસુખ સહેજે પાવે, બુદ્ધિસાગર ધ્યાને સ્થિર, ધર્મે ધરરરરરરરરરરે. મુજ૦ ૫

## ૭૫ જિન સ્તવન.

(નથી જગતમાં સાથ સુંદરી, વિના ત્રિભુવનનાથ.)

નથી શરણ સંસાર જિનેશ્વર, વિના

અવર આધાર. માત પિતા સુત દારા સર્વે, સ્વારથિયો સંસાર, કનક રતન ધન ભુવન સકળ એ, અનિત્ય નાશ થનાર; જળ કુશાગ્ર દીસે જેવું, વળી નભમાં વાદળ તેવું, આ અથિર નષ્ટ થનાર ચતુર નર! ચિત્તમાં કરો વિચાર. નથી. ૧ **સાખી**—દુર્લભ અતિશય આ લહ્યો, નરભવ આર્ય સુદેશ; સામગ્રી વળી ધર્મની, પ્રગટે પુણ્ય વિશેષ. મળી મહા સુખકાર, સાધવો જરૂર ધર્મ જયકાર, છે એજ પ્રાણ આધાર, સર્વ સુખકરણ ભજો નરનાર. નથી. ૨ **સાખી**—ત્રિવિધ શુદ્ધિથી જિનતણી, ત્રિવિધે કીજે સેવ; રત્નત્રયી આરાધતાં, સુખ શાશ્વત નિત્યમેવ. જૈનબાળને સારબુદ્ધિ દ્યો, કરો અતિ ઉપકાર. નથી. ૩

---

## ૭૬ જ્ઞાનપદ સ્તવન.

( સિદ્ધચક્રપદ સેવા કીજે—એ રાગ )

સર્વ ગુણોમાં જ્ઞાન છે મોટું, જ્ઞાને પરમાનંદોજી; આત્મ જ્ઞાન છે સર્વમાં મ્હોટું, ટાળે જે ભવ ફંદો. જ્ઞાનને ભજીએજી. જ્ઞાન આતમ રૂપ, નિજગુણ સજીએજી. ૧ જ્ઞાનોપયોગે આત્મરમણતા, સ્વરૂપ ક્રિયા છે સાચીજી; જ્ઞાનોપયોગે ધ્યાન ક્રિયાથી, રહેશો નિજગુણ રાચી. જ્ઞાનને૦ ૨ જ્ઞાનોપયોગે સહજ સમાધિ, નિર્લેપે સહુ કરણીજી; નય નિક્ષેપે જ્ઞાનને જાણો, જે છે ભવમાં તરણી. જ્ઞાનને૦ ૩ નિજ પરને ઉપકારી શ્રુત છે, જાણે છે સ્યાદ્વાદીજી; અનેકાન્તપણે સહુ જાણો, થાઓ નહીં ઉન્માદી. જ્ઞાનને૦ ૪ જ્ઞાને સર્વ કર્મક્ષય ક્ષણમાં, કરે છતાં નહીં કર્ત્તાજી; "બુદ્ધિસાગર" સદ્ગુરૂ સેવો, જ્ઞાની ભવોદધિ તરતા. જ્ઞાનને૦ ૫

## ૭૭ શ્રુતપદ સ્તવન.

(ચંદ્રપ્રભુજીસેં ધ્યાનરે મોયે લાગી લગનવા-એ રાગ.)

શ્રુત સ્વપરઉપકારીરે, ભવી ભાવથી સેવો. ભવી ભાવથી સેવો; જગમાં છે જયકારીરે. ભવી૰ કેવલજ્ઞાનીના મુખની વાણી, ચૌદને વીશ પ્રકારરે. ભવી૰ નવતત્ત્વજ ષડ્દ્રવ્ય પ્રકાશ્યાં; નય નિક્ષેપે ઉદારરે. ભવી૰ ૧ તત્ત્વ ફરે નહીં ત્રણ્યકાલમાં, ફરતા રહે આચારરે. ભવી૰ દુઃષમકાલે શ્રુત છે ભાનુ, ભણો ભણાવો સારરે. ભવી૰ ૨ શ્રુતજ્ઞાની કેવલી સરખો, સેવો નર ને નારરે. ભવી૰ બત્રીશ દોષ રહીત આગમ છે, વર્તે જગદાધારરે. ભવી૰ ૩ વીરપ્રભુએ અર્થ પ્રકાશ્યા, સૂત્ર રચ્યાં ગણધારરે. ભવી૰ શ્રુતકેવલી આદિ મુનિયોએ, શાસ્ત્ર રચ્યાં જયકારરે. ભવી૰

૪ શ્રુતજ્ઞાનીનો વિનય કરો બહુ, પ્રેમે કરો સત્કારરે. ભવી૦ "બુદ્ધિસાગર" શુદ્ધા તમપદ, હેતે સ્યાદ્વાદ ધારરે. ભવી૦ ૫

## ૭૮ સ્તવન.

(વ્હેલાં વ્હેલાં દર્શન દેશોરે, ગુરૂ શાતામાં રહેશો.)

મનથી મમતા અહંતા નિવારી, સામાયિક ઉચ્ચરે સુખકારી, સર્વ સાવદ્ય સંહારીરે પ્રભુ દર્શન દેશો. વ્હેલાં વ્હેલાં દર્શન દેશોરે, પ્રભુ૦ ૧ બંધુવર્ગને પૂછે ત્યારે, વનમાં વિચરીશ નિરહંકારે, ધ્યાન સમાધિ વિચારેરે. પ્રભુ દર્શન૦ ૨ નહિ કહે પ્રભુ શાતામાં રહેશો, સમરીને સંદેશા કહેશો, કેવલજ્ઞાનને લહેશોરે. પ્રભુ દર્શન૦ ૩ ક્ષણ એક ભાઈ અળગા ન થઈયા, પલપલ વીર વીર મુખે કહિયા, હવે અળગા અમે રહિયારે. પ્રભુ દર્શન૦ ૪ નયણે વહે છે પ્રભુ

અશ્રુની ધારા, સ્મરશો મળશો બંધુ હમારા, તવવણ ઘર શૂન્ય પ્યારારે. પ્રભુ દર્શન૦ ૫ હેવી યશોદા બોલે વિચારી, જગ ઉદ્ધરશો કેવલ ધારી, ક્ષણુક્ષણ રહું સંભારીરે. પ્રભુ દર્શન૦ ૬ એક તમારો છે આધારો, પ્રાણુપતિ મુજ આતમ પ્યારો, સર્વજીવોને ઉદ્ધારોરે. પ્રભુ દર્શન૦ ૭ ત્યાગી થૈ વનવાટે વળિયા, સગાં સંબંધિ પાછાં ફરિયાં, "બુદ્ધિસાગર" બળિયારે. પ્રભુ દર્શન૦ ૮

## ૭૯ શ્રી વીરપ્રભુ સ્તવન.

(સાંભળજો મુનિ સંયમ રાગે, ઉપશમ શ્રેણિ
ચઢિયારે—એ રાગ.)

વંદુ મહાવીર મુનિ વૈરાગી, આતમ ધ્યાની ત્યાગીરે; શ્મશાન ઉદ્યાન નિર્જનવાસી, કોપર દ્વેષ ન રાગીરે. વન્દુ૦ ૧ શૂલપાણિ ઉપસર્ગને સહેવે, ચંડકોશી દંશ દેવેરે;

સમતાભાવે મનમાં રહેવે, કોઈને કાંઈ ન કહેવેરે. વન્દુ૦ ૨ ગોવાળ કટપૂતના વ્યંતરીને, સંગમસુર દુઃખકારીરે; ષટ્માસી પ્રભુ રહ્યા નિરાહારી, સમતા ગુણ ભંડારીરે. વન્દુ૦ ૩ કાને ખીલા ઠોકયા ગોપે, તોપણ રોષ ન ધાર્યો રે; પગ પર ખીર રાંધતાં સમતા, રોષ ગયો રોષે હાર્યોરે. વન્દુ૦ ૪ લાઢા આદિ દેશ અનારજ, ઘોર પરિષહ સહિયારે; લોકો મારે ગાળો દેવે, તોપણ સમતા વહિયારે. વન્દુ૦ ૫ ચંડકોશિક આદિ અપરાધી, ઉદ્ધર્યા પ્રભુએ ભાવેરે. મુઠી બાકુલા લેઈને ચન્દના, ઉદ્ધરી ભક્તિ દાવેરે. વન્દુ૦ ૬ બે ષટ્માસી નવચોમાસી, બે ત્રણમાસી ધારીરે દોઢ માસી, અઢી માસી બે બે, ષટ્ બે માસી વિહારીરે. વન્દુ૦ ૭ માસખમણ બાર પાક્ષિક બહોતેર, બાર અઠમતપ યોગીરે; બસેં

ઓગણત્રીશ તપભદ્રાદિક, તપતપિયો તું અ-
ભોગીરે. વન્દુ૦ ૮ ત્રણસેં ઓગણ-
પચાશ પારણાં, ચોવિહારી કીધાંરે; "બુદ્ધિસા-
ગર" પ્રભુ મહાવીરનાં—આત્મકારજ સિધ્યાંરે.
વન્દુ૦ ૯

## ૮૦ સુવિધિનાથ સ્તવન.

સુવિધિનાથ ભગવાન્, તારો પ્રભુ સુવિધિ-
નાથ ભગવાન્; અનંત કાલસુધી ભવ ભમતાં,
આવ્યો ન દુઃખનો પાર. તારો૦ ૧
તુજને જાણ્યો શરણ કર્યું તુજ, પ્રાણજીવન
આધાર. તારો૦ ૨ ત્હારા ઉપર શ્રદ્ધા
પ્રીતિ, ધારી દેવ દયાલ. તારો૦ ૩
પાપો મ્હારા માફ કરો સહુ, ટાળો દુઃખ
જંજાળ. તારો૦ ૪ દુર્ગુણ ટાળી સદ્ગુ-
ણ આપો, ભવોદધિ તારણહાર. તારો૦
૫ "બુદ્ધિસાગર" પ્રભુની ભક્તિ, કરતાં
સુખ નિર્ધાર. તારો૦ ૬

## ૮૨ વીર પ્રભુ સ્તવન.

( પ્રભુ સુમતિરે સુમતિ આપો પ્યારા—એ રાગ. )

પ્રભુ જન્મ્યારે શાંતિ આનંદ કારી, જગ શાંતિ લહ્યું નિર્ધારી. ભારતમાં ઉત્સવ ભારીરે, દેશોદેશ નગર સુખકારીરે, થતા ઉત્સવરે જનતા હર્ષ અપારી, ક્ષત્રીકુંડ ઉત્સવ જયકારી. પ્રભુ૦ ૧ વર્ધમાન નામ શુભ આપ્યુંરે, માત પિતાએ હર્ષે થાપ્યુંરે, સુરે મહાવીર નામને સ્થાપ્યુંરે, પ્રભુ રૂપ ને રે બલની ન કરે કોઈ હોડી, મળે સુરપતિ કોડાકોડી. પ્રભુ૦ ૨ લહે શાંતિ શ્વાસ નરનારીરે, પ્રગટ્યાં જગ મંગલ ભારીરે, મોહ અજ્ઞાનરે—તમ હરવા નિર્ધારી, પ્રભુ રવિ પ્રગટ્યા ઉપકારી. પ્રભુ૦ ૩ કલ્પવૃક્ષ પરે પ્રભુ વાધેરે, જગ જીવોનાં વાંછિત સાધેરે, ક્રીડા કરતારે આનંદથીજ વિચરતા, ત્રણ જ્ઞાની પ્રભુ

શુભ કરતા. પ્રભુ૦ ૪ પ્રભુ શાળામાં લીલાએ જાવેરે, ગૃહ ગુરૂને ત્યાં સમજાવેરે, શબ્દશાસ્ત્રની રચના થાવેરે, ત્યાં ઇન્દ્રે રે આવી પ્રભુને વખાણ્યા, સર્વ લોકોએ સર્વજ્ઞ જાણ્યા. પ્રભુ૦ ૫ પ્રભુ યૌવન વયને પાવેરે, યશોદા સાથ લગ્નજ થાવેરે, ત્રિજ્ઞાનીરે પ્રભુ મહાવીર ગૃહ વસિયા, " બુદ્ધિસાગર " શિવસુખ રસિયા. પ્રભુ૦ ૬

## ૮૨ વીર પ્રભુ સ્તવન.

( ઉત્તમ ફુલ પૂજા કીજે—એ રાગ. )

ધન્ય મહાવીર ઉપકારી, ત્રિશલાનંદન જયકારી, સિદ્ધારથ કુલ મનોહારીરે, લગની તુજ સાથે લાગી, ભાગ્ય દશા પૂરણ જાગીરે, લગની૦ તુજ રૂપે થઇયો રાગીરે. લગની૦ ૧ પૂરણ રાગે ઘટ ધાર્યો, નાઠો મોહ ઘણું હાર્યો, મરૂ ન હવે કોથી માર્યોરે. લગની૦

૨ ફુલ પૂજા કરતાં ભાવે, ઉપયોગે શિવફલ થાવે, ભક્તિ નકામી નહીં જાવેરે. લગની૦ ૩ સમકિતની સહુ કરણી, મોક્ષ મહેલની નિઃસરણી, પૂજાદિક નિર્જર વરણીરે. લગની૦ ૪ તુજ શ્રદ્ધા પ્રીતિ સાચી, જડની માયા સહુ કાચી, માચી રહ્યો તુજમાં રાચીરે. લગની૦ ૫ નિષ્કામે સેવાભક્તિ, કરતાં પ્રભુ પ્રગટે શક્તિ, " બુદ્ધિસાગર " પ્રભુ વ્યક્તિરે. લગની૦ ૬

## ૮૩ શ્રી જ્ઞાનપદ સ્તવન.

(ધ્યાન ક્રિયા મનમાં આણીજે—એ રાગ)

જ્ઞાનને સેવો જ્ઞાનીને સેવો, જ્ઞાન ભણો ને ભણાવોરે; જ્ઞાનાભ્યાસીને સ્હાય કરો ભવી, શાસ્ત્રો લખાવો છપાવોરે. જ્ઞાન૦ ૧ જૈન ધર્મ જગમાં ફેલાવો, જ્ઞાનીઓ પ્રગટાવીરે; જ્ઞાનવિના નહિ શાસન ચાલે, જ્ઞાન છે

મુક્તિની ચાવીરે. જ્ઞાન૦ ૨ શ્રુત-કેવલિ કેવલિ સમ જાણો, જ્ઞાનથી ધર્મ પ્રચા-રોરે; જીવંતા તીર્થો જ્ઞાનીઓ, જૈન ધર્મ આ-ધારોરે. જ્ઞાન૦ ૩ જ્ઞાન વિનાનું જીવન જડ છે, આત્મ જીવન છે જ્ઞાનેરે; જ્ઞાની ધ્યાન સમાધિ પામે, વર્તે શુદ્ધાતમતાનેરે. જ્ઞાન૦ ૪ જ્ઞાનીનો જે વિનય ન સેવે, તેને છે અતિચારરે; જ્ઞાનીની આશાતના ટાળો, સફળ કરો અવતારરે. જ્ઞાન૦ ૫ ભાનુ આગળ તમ નહિ રહેતું, જ્ઞાની આગળ અજ્ઞાનરે; જ્ઞાની ઘટમાં દોષ રહે નહીં, જ્ઞાન સ્વતંત્ર પ્રમાણરે. જ્ઞાન૦ ૬ જ્ઞાનથી ચારિત્ર પ્રગટે સાચું, જ્ઞાન છે શ્રેષ્ઠ પાવત્રરે; સ્વપરપ્રકાશક જ્ઞાન છે સુંદર, તેથી વશમાં છે ચિત્તરે. જ્ઞાન૦ ૭ જ્ઞાનીની આ-જ્ઞાએ હલાહલ, પીતાં મુક્તિ થાતીરે; અજ્ઞાની વચને અમૃતને, પીતાં ન શાંતિ સુહાતીરે.

જ્ઞાન૦ ૮ પિંડસ્થાદિક ધ્યાનને ધ્યાવે, ધર્મ શુકલ બે ધ્યાવેરે; જ્ઞાની ધ્યાનની સૂક્ષ્મ ક્રિયાથી, ક્ષણમાં મુક્તિ પાવેરે. જ્ઞાન૦ ૯ જ્ઞાનની દાસી સર્વ ક્રિયા છે, જ્ઞાની પાસે કિરિયારે; જ્ઞાને જગમાં અનંત ભવ્યો, ભવસાગરને તરિયારે. જ્ઞાન૦ ૧૦ અસંખ્ય યોગ છે મુકિતના હેતુ, જ્ઞાનયોગ સહુ મોટોરે; જ્ઞાનીની સેવા ભક્તિથી, રહે ન કોઈ છોટોરે. જ્ઞાન૦ ૧૧ જ્ઞાનીને પૂજો જ્ઞાનીને વંદો, જ્ઞાની છે અપ્રમાદીરે; શુષ્કજ્ઞાની એકાંતવાદી, ક્રિયાજડી ઉન્માદીરે. જ્ઞાન૦ ૧૨ પરોક્ષ પ્રત્યક્ષ જ્ઞાન બે ભેદે, શ્રુત સ્વપર ઉપકારીરે; “ બુદ્ધિસાગર ” સદ્‌ગુરૂ સંગે, રહેશો નર ને નારીરે. જ્ઞાન૦ ૧૩

અહીંથી “ વીર જિનેશ્વર ઉપદિશે. ” એ રાગમાં ગાવું.

વીર જિનેશ્વર ઉપદિશે, જ્ઞાન સકલ ઉપ-

કારીરે; ચાર નિક્ષેપે જ્ઞાનને, સમજો નર અને નારીરે. વીર૦ ૧૪ મતિ અઠ્ઠાવીશ ભેદે છે, શ્રુત છે ચઉદશ ભેદેરે; અવધિ અસંખ્ય પ્રકાર છે, રૂપી વસ્તુ વેદેરે. વીર૦ ૧૫ મનપર્યવ બે ભેદે છે, મનનાં પુદ્‌ગલ જાણેરે; કેવલ રૂપારૂપીના, સહુ પર્યાય પિછાનેરે. વીર૦ ૧૬ અધ્યાત્મજ્ઞાને ભવી, કેવલજ્ઞાનને પામોરે; "બુદ્ધિસાગર" આતમા, પરમ પ્રભુ થૈ જામોરે. વીર૦ ૧૭

## ૮૪ ચારિત્રપદ સ્તવન.

( સિદ્ધિયે નમો સિદ્ધ અનંતા—એ રાગ.)

ચારિત્ર એવું મળો સુખકારી, જાઉં ચારિત્રીની બલિહારીરે; ચારિત્ર૦ સમભાવે જગ સઘળું લાગે, રાગદ્વેષ ન મનમાં જાગે રે. ચારિત્ર૦ ૧ પરભાવે રસ રીઝ ન આવે, રીઝ લાગે આતમ સ્વભાવે રે; ચારિત્ર૦ ક્રોધના ઉપર ક્રોધ જાગે જ્ઞાને, મન રહેતું નહી

અભિમાનેરે. ચારિત્ર૦ ૨ નિર્દંભને નિર્લોભ ભાવે રહેવું, સુખદુઃખ સમભાવે સહેવું રે; ચારિત્ર૦ દેશવિરતિ સર્વવિરતિ ભેદે, આઠ બાર કષાય ન વેદે રે. ચારિત્ર૦ ૩ રાંક જીવો પણ ચારિત્રને પાળી, પામ્યા મુક્તિ વધૂ લટકાળી રે; ચારિત્ર૦ શુક્લ શુક્લ પરિણામ વધંતા, એ તો અનુભવે જ્ઞાની સંતારે. ચારિત્ર૦ ૪ મૈત્રી પ્રમોદ ને માધ્યસ્થ ભાવે, કરૂણાએ હૃદય શુદ્ધ થાવે રે; ચારિત્ર૦ નિર્મમ નિરહંકારે પ્રણામે, સત્ય અપ્રતિબદ્ધતા જામેરે. ચારિત્ર૦ ૫ અસ્તેય બ્રહ્મચર્ય સંતોષે, તજી વ્યસનને સદ્ગુણ પોષેરે; ચારિત્ર૦ મિત્ર શત્રુ પર રાગ ન રોષ, નહીં નિન્દક દૃષ્ટિનો દોષરે. ચારિત્ર૦ ૬ તૃણ મણિપર સમભાવની વૃત્તિ, રહે મનમાં ન વિષયાસક્તિરે;

ચારિત્ર૦ આવે અનુભવ સુખની ઘટમાં ખુમારી, થાય કર્મો સકલ ઉપકારીરે. ચારિત્ર૦ ૭ થાય પરમાર્થ પદની યોગ પ્રવૃત્તિ, દોષ અલ્પ ને બહુ ધર્મ નીતિરે; ચારિત્ર૦ બાહ્યકર્મ કરે પણ મોહ ન એમાં, ફલ આશા રહે નહીં તેમાંરે. ચારિત્ર૦ ૮ અતિ-ચાર દોષ સહુ પ્રગટ્યા વારે, મળ્યો માનવ ભવ નહીં હારેરે; ચારિત્ર૦ શુદ્ધ ઉપયોગથી નિજ આત્મપ્રકાશે, શુભ અશુભ ન મનમાં ભાસેરે. ચારિત્ર૦ ૯ પૂજો ગાવો ને એહ મનમાં ધ્યાવો, લેવો ચારિત્રનો સત્ય લ્હાવોરે; ચારિત્ર૦ સંયમી મુનિનાં દર્શન દુઃખહારી, સેવો ચારિત્રીને નરનારીરે. ચારિત્ર૦ ૧૦ સમકીતવંતાને ચારિત્રની ઇચ્છા, કરી પુરૂષાર્થ ગ્રહે દીક્ષારે; ચારિત્ર ધર્મ શુકલ ધ્યાને આતમ ઋદ્ધિ, "બુદ્ધિ-

સાગર" મંગલ સિદ્ધિરે. ચારિત્ર૦ ૧૧

રાગ બીજો—માયા કારમીરે માયા ન કરો ચતુર સુજાણ.

આતમ ગુણો વિનારે, હોળી રાજા સરખો વેષ; ભવોભવ જીવડારે, પામ્યા આધિ વ્યાધિ ક્લેષ. ગુણ વણ આડંબર શા ખપનો, બાહ્ય ક્રિયા વ્યવહારે; વેષ ક્રિયા છે ગુણને માટે, જાણે તે નિજ તારે. આતમ૦ ૧૨ મોહવને નહિ મનડું ભમતું, દયા સમાધિ યોગેરે; જડમાં સુખની રહે ન ઇચ્છા, આતમ સુખના ભોગે. આતમ૦ ૧૩ દુર્ગુણ દોષો ટાળી સઘમાં, આત્મ ગુણો પ્રગટાવોરે; ચિદાનંદ ઉપયોગ રમણતા, ચારિત્રજ તે લ્હાવો. આતમ૦ ૧૪ મોહનો ઉપશમ ક્ષયોપશમ ને, ક્ષાયિક ભાવ જે કરવોરે; નિર્વિકલ્પ સમાધિ યોગે, પરમાનંદને વરવો.

આતમ૦ ૧૫ આત્મોપયોગે આત્મ
રમણુતા, નિશ્ચયથી ચારિત્રરે; “બુદ્ધિસાગર”
પૂર્ણાનંદી, આતમ પૂર્ણ પવિત્ર. આતમ૦ ૧૬

## ૮૫ શ્રીમહાવીર જિન સ્તવન.

(એ ગુણુ વીર તણો ન વિસારુ સંભારુ દિન
રાતરે—એ રાગ. )

ૐ અર્હં મહાવીર જિનેશ્વર, જાપ જ
દિન રાતરે; પ્રભુ વણુ બીજું કાંઈ ન ઇચ્છુ
માત પિતા તું ભ્રાતરે. ૐ અર્હં૦
પરા પશ્યંતિ મધ્યમા વૈખરી, જાપે ટ
સહુ પાપરે, રાગ દ્વેષ ન પાસે આવે, જા
જપંતાં અમાપરે. ૐ અર્હં૦
જ્યાં ત્યાં અંતર બાહિર ધારણુા, ત્રાટક તુ
ઉપયોગેરે; જીભ ન હાલે માનસ જાપે
પ્રગટે આનંદ ભોગરે. ૐ અર્હં૦
જડ ચેતન સહુ વિશ્વમાં પ્રભુની, સત્તા ધા

રણા યોગરે; આત્મ મહાવીર સત્તા પ્રગટે, થાતો કર્મ વિયોગરે. ૐ અર્હં૦ ૪
પ્રભુ તુજ જાપના ધૂપથી નાસે, દુર્બુદ્ધિ દુ-ગંધરે; ક્ષણ ક્ષણ આતમ શુદ્ધિ વૃદ્ધિ, આ-તમ થાય અબંધરે. ૐ અર્હં૦ ૫
પ્રભુ જાપે પ્રભુ ઘટમાં પ્રકાશ્યા પ્રગટી સુ-ખની ખુમારીરે;"બુદ્ધિસાગર" મહાવીર લગની, પ્રગટી ન ઉતરે ઉતારીરે. ૐ અર્હં૦ ૬

## ૮૬ શ્રી મહાવીરપ્રભુ સ્તવન.

( શી કહું કથની મારી હો રાજ—એ રાગ. )

મહાવીર તુજ પદ વરશું હો રાજ! મ-હાવીર તુજ પદ વરશું. ત્હારી પેઠે કર્મને હણવા, રાગ ને રોષ સંહરવા; સંવર નિર્જરા ભાવને ધાર્યો, કરૂં ન જડ સુખ પરવા. હો રાજ મહા૦ ૧ ઉપશમ ક્ષયોપ-શમ ને ક્ષાયિક,–ભાવે મહાવીર થાવું; સર્વ

કષાયોનો નાશ કરીને, જ્યોતિ જ્યોતિ મિ-
લાવું. હો રાજ મહા૦ ૨ શુભાશુ-
ભપણું જડમાં ના માનું, જડ સુખ બુદ્ધિના
ધારૂં; મનના સર્વ સંકલ્પ વિકલ્પો, વારૂં
સ્મરણ કરૂં તારૂં. હો રાજ મહા૦
૩ કોટિ દુઃખો પડે ત્હોયે પણ, દીનતા ધારૂં
ન ક્યારે; ઇન્દ્રની પદવી મળતાં ન હર્ષું, રહું
સમ ઉપયોગ ધારે. હો રાજ મહા૦
૪ આત્મમહાવીરરૂપ પ્રગટાવવા, આત્મ-
સ્વભાવે રહેવું; બુદ્ધિસાગર મહાવીર ધ્યાયી,
મહાવીરપદને લેવું. હો રાજ મહા૦ ૫

## ૮૯ ભોયણી મલ્લિનાથ સ્તવન.

મલ્લિજિન વન્દિયે ભવિભાવે રે, સુરાસુર
મુનિવર ગુણ ગાવે. મલ્લિ૦ પ્રભુ માત કુખે
જબ આયા રે, ઇન્દ્રાદિક સુરગિરિ લાયા રે,
આઠ જાતિ કળશો નવરાવ્યા. મલ્લિ૦ ૧

ત્રણ જ્ઞાને પ્રભુ ગુણવન્તરે, પ્રતિબોધ્યા મિત્ર મહન્તરે, ભાવે દીક્ષા ગ્રહી સુખવન્ત. મલ્લિ૦ ૨ પ્રભુ વિચર્યાં દેશ વિદેશરે, પરભાવતણો નહિ લેશરે, ટાળ્યો મોહ ભાવ સંકલેશ. મલ્લિ૦ ૩ પ્રમાદ દશા દૂર ટાળીરે, શ્રેણિ ક્ષપક વર્યાં લટકાળીરે, મોહરાયતણો મદ-ગાળી. મલ્લિ૦ ૪ ચાર ઘાતી કર્મ ખપાવીરે, ધ્યાનાન્તરીએ પ્રભુ આવીરે, કેવલ કમલા ઘટ પાવી. મલ્લિ૦ ૫ પ્રભુ સમવસરણમાં સુ-હાયારે, મળ્યા ઇન્દ્રાદિક નર રાયારે, નવ તત્ત્વ જિનેશ્વર ગાયા. મલ્લિ૦ ૬ પ્રભુ વાણી ગુણ પાંત્રીશરે, અતિશય સોહે ચોત્રી-શરે, સિદ્ધ બુદ્ધ પ્રભુ જગદીશ. મલ્લિ૦ ૭ શાશ્વત શિવપદ ઝટ પાયારે; પરમાતમ રૂપ સોહાયારે, બુદ્ધિસાગર એમ ગુણ ગાયા. મલ્લિ૦ ૮

## ૮૮ કેશરીયા નાથ સ્તવન.

( રાગ–ધનાશ્રી. )

કેશરીયા ભગવાન, ધુલેવાધણી ગાવું હું ત્હારૂં ગાન; દોષી હું છું અજ્ઞાન, ધુલેવા૦ બાલક જાણી બાલ ઉગારો, ભૂલો કરી મેં કરોડ; ધુ૦ સાચો પ્રભુ તુજ શરણુ સ્વીકાર્યું, કરે ન તુજ કો હોડ. ધુ૦ ૧
આશાપૂરક દેવ દયાનિધિ, તાર તાર મુજ તાર; ધુ૦ અપરાધો સહુ માફ કરો મુજ, કર મારો ઉદ્ધાર. ધુ૦ ૨ શરણે આવેલા મુજને તારો, સાચા તારણહાર; ધુ૦ ચમત્કારી જગમાં પંકાયો, મને તારો આધાર. ધુ૦ ૩ દુર્ગુણ ટાળો સદ્ગુણ આપો, રહેશો હુજરાહજૂર. ધુ૦ બુદ્ધિસાગર કેશરીયા પ્રભુ, વંદુ આનંદ પૂર. ધુ૦ ૪

## ૮૯ પ્રભુ મહાવીર દેવ સ્તવન.

( સોરઠ )

વ્હાલા ત્રિશલાનંદન વીર જિનેશ્વર તારજો-રે, જાણી બાલ તમારો વિનતડી અવધારજોરે. વ્હાલા૦ રમત ગમતમાં જીવન ગાળું, કામ ક્રોધથી મનડું બાળું, પ્યારા !! કરૂણામૃત સિંચનથી તાપ નિવારજોરે. વ્હાલા૦ ૧ જ્ઞાન વિના હૃદયે અંધારૂં, કરશે તુમવિણ કો અજવાળું, સુખકર કામ ક્રોધવિષયાદિક અરિ સંહારજોરે. વ્હાલા૦ ૨ ભક્તિ કરૂં ભાવે શિર સાટે, વળવા મોક્ષ નગરની વાટે, બાળક કહીને મુજને તુજ અંકે બેસા-રજોરે. વ્હાલા૦ ૩ પ્રેમવિના લુખી છે ભક્તિ, ગુણ પર્યાયવિના જેમ વ્યક્તિ, પ્રભુજી દીન દયાળુ અશુભવૃત્તિ સંહારજોરે. વ્હાલા૦ ૪ શરણ એક તારૂં છે સાચું, નિશદિન

તુજ ભક્તિથી રાચું, પ્રેમે બુદ્ધિસાગર બાળ-
કને ઉગારજોરે. વ્હાલા૦ ૫

## ૯૦ પ્રભુ મહાવીરની પાર્થના.

( કવ્વાલી )

જગત્માં સર્વ યોદ્ધામાં, પ્રભુ મહાવીર! તું મોટો; હઠાવ્યો મોહને જલ્દી, મ્હને હો વીરનું શરણું. ૧ અતિ ગંભીરતા તારી, ગમન શાળા વિષે કીધું; જણાવ્યું નહિ સ્વયં જ્ઞાની, મ્હને હો વીરનું શરણું. ૨ જણાવી માતૃભક્તિ બહુ, અરે! જનની ઉદર માંહિ; પ્રતિજ્ઞા–પ્રેમ જાળવવા, મને હો વીરનું શરણું. ૩ અરે! ઓ! જ્યેષ્ઠ બંધુની, ખરી દાક્ષિણ્યતા રાખી; ગુણો ગણતાં લહું નહિ પાર, મને હો વીરનું શરણું. ૪ યશોદા સાથ પરણીને, રહ્યો નિર્લેપ અંતરથી; થશે ક્યારે દશા એવી, મને હો વીરનું શરણું. ૫ જગત ઉદ્ધાર કરવાને, યતિનો

ધર્મ લીધો ત્હેં; સહ્યા ઉપસર્ગ સમભાવે, મને હો વીરનું શરણું. ૬ અલૌકિક ધ્યાન તો કીધું, ગયા દોષો, થયા નિર્મલ; થયો સર્વજ્ઞ ઉપકારી, મને હો વીરનું શરણું. ૭ ઘણા ઉપદેશ દીધા તેં, ચતુર્વિધ સંઘને સ્થાપ્યો; તને મેં ઓળખી લીધો, મને હો વીરનું શરણું. ૮ અનંતાનંદ લીધો તેં, જીવન તારૂં વિચારૂં હું; "બુદ્ધયબ્ધિ" બાળ હું તારો, શરણ તારૂં-શરણ તારૂં. ૯

## સ્તુતિઓ.

### ૧ ઋષભદેવ સ્તુતિ.

ઋષભજિનેશ્વર સમ નિજ આતમ, સત્તાએ છે ધ્યાવવો, તિરોભાવને દૂર કરીને, વ્યક્તિભાવે લાવવો; આતમને પરમાતમ કરવા, અસંખ્યયોગો ભિન્ન છે, સમ ઉપયોગે સર્વે મળતાં, સાપેક્ષાથી અભિન્ન છે. ૧ ભિન્ન

ભિન્ન મત દર્શન પંથો, નિરપેક્ષે મિથ્યા સદા, સાતનયોની સાપેક્ષાએ, જાણે સમ્યક્ત્વ જ તદા; જૈનધર્મમાં સર્વે ધર્મો, સાપેક્ષે સમાય છે, જૈનધર્મ સેવ્યે સહુ ધર્મો, સેવ્યા દેવો ગાય છે. ૨ જિનવાણી જાણંતાં જાણ્યું, સર્વે એ નિશ્ચય ખરો, જગ જાણ્યું સહુ આતમ જાણે, એવા નિશ્ચયને ધરો; આતમ શુદ્ધિ માટે સર્વે, બાહ્યાંતર ઉપાય છે, જેને જેથી શુદ્ધિ થાતી, તેને તેજ સુહાય છે. ૩ બહિરાતમને અંતરઆતમ, કરવો આતમજ્ઞાનથી, અંતરઆતમ તે પરમાતમ, કરવો ધ્યાનના તાનથી; અંતરઆતમને પરમાતમ, જાણી પ્રભુને સેવતા, તેવા જૈનો જિનતા પામે, સહાય કરંતા દેવતા. ૪

## ૨ અજિતનાથ સ્તુતિ.

અજિતજિનેન્દ્રે અજિત થવાને, સમ્યગ્-

જ્ઞાન પ્રકાશ્યુંજી, સાપેક્ષાએ ભવ્ય લોકના, મનમાં પ્રેમે વાસ્યુંજી; આતમજ્ઞાન સમ જ્ઞાન નહીં કો, ક્ષણમાં થાવે મુક્તિજી, આતમ-જ્ઞાની નિર્લેપી થૈ, કર્મ કરે સહયુક્તિથી. ૧

### ૩ સંભવનાથ સ્તુતિ.

આત્મ સ્વભાવે સંભવવું તે સંભવ જિનની સેવાજી, ગુણપર્યાયો આવિર્ભાવે થાતાં પોતે દેવાજી; અભેદભાવે સંભવ કરતા જ્ઞાના-નંદ સ્વભાવેજી, નિજઆતમ સંભવરૂપી છે વ્યક્ત કરે ભવી ભાવેજી. ૧

### ૪ અભિનંદન સ્તુતિ.

આત્માનંદ પ્રગટ કરી, અભિનંદે જેહ, અભિનંદન છે આતમા, ગુણપર્યાય ગેહ; આ-તમ અભિનંદન થતો, અભિનંદન ધ્યાઈ, ધ્યાન સમાધિ એકતા, લીનતા પદ પાઈ. ૧

### ૫ સુમતિનાથ સ્તુતિ.

સન્મતિ ધારે દુર્મતિ, ત્યાગી જે નરનારી,

સુમતિ પ્રભુ ભકતો ખરા, નીતિરીતિ ધારી;
સુમતિ ગ્રહી શુદ્ધ ભાવથી, આત્મભાવ રમંતા,
નિશ્ચયનય સુમતિપ્રભુ, આપોઆપ નમંતા. ૧

## ૬ પદ્મપ્રભુ સ્તુતિ.

પદ્મપ્રભુને દેખતાં, દેખવાનું ન બાકી,
પદ્મપ્રભુને ધ્યાવતાં, બને આતમ સાખી;
પદ્મપ્રભુમય થઈ જાતાં, કોઇ કર્મ ન લાગે,
દેહ છતાં મુક્તિ મળે, જીત ડંકો વાગે. ૧

## ૭ સુપાર્શ્વનાથ સ્તુતિ.

શુદ્ધપ્રેમ ને જ્ઞાનથી, સુપાર્શ્વને ધ્યાવો,
જડમાં સુખ કયારે નહીં, એવો નિશ્ચય લાવો;
પ્રભુ પાસે નહીં આંતરૂં, એવું જેને ભાસે,
જૈન મટી જિન તે બની, પૂર્ણાનંદે વિલાસે.

## ૮ ચંદ્રપ્રભુ સ્તુતિ.

ચંદ્રપ્રભુ વિભુ ઉપદિશે, જૈનધર્મ તે સાચો,
નય સાપેક્ષાએ ખરો, તેમાં ભવ્યો રાચો;
આત્મજ્ઞાન ને ધ્યાનથી, કરો આત્મની શુદ્ધિ,
શુદ્ધાતમ ચંદ્રપ્રભુ, થાતાં આનંદ ઋદ્ધિ. ૧

## ૯ સુવિધિનાથ સ્તુતિ.

આત્મિક શુદ્ધિની સુવિધિ, દ્રવ્યભાવથી સાચી,
બાહ્યાંતર કિરિયા ભલી, સ્વાધિકારે રાચી;
કરતાં ચિદાનંદ પરિણતિ, એક સુવિધિ સોહે,
ત્રણ જગતના લોકનાં, મન સુવિધિ મોહે. ૧

## ૧૦ શીતલનાથ સ્તુતિ.

શીતલ પ્રભુ શીતલ કરે, ભજે શીતલભાવે,
શમ શીતલતા ધારતાં, સહુ સંતાપ જાવે;
રાગદ્વેષ નિવારીને આપ શીતલ થાવો,
આતમને શીતલ કરો સત્ય નિશ્ચય લાવો. ૧

## ૧૧ શ્રેયાંસનાથ સ્તુતિ.

દ્રવ્ય ભાવથી શ્રેયને, નિજ આત્મનું જાણો,
જાણી આચારે મૂકશો, પુરૂષાર્થને આણો;
આત્મજ્ઞાન ને સત્ક્રિયા,–વડે શ્રેયને સાધો,
શ્રેયાંસ પ્રભુની પેઠ સહુ, પૂર્ણશ્રેયેજ વાધો. ૧

## ૧૨ વાસુપૂજ્ય સ્તુતિ.

આતમ વાસુપૂજ્ય છે, કરો આવિર્ભાવે,

નિશ્ચય નયદૃષ્ટિબળે, બ્રહ્મભાવના હાવે;
વાસુપૂજ્યના ધ્યાનથી, વાસુપૂજ્યજી થાવો,
ધ્યાન સમાધિ એકતા, લીનતાથી સુહાવો. ૧

## ૧૩ વિમલનાથ સ્તુતિ.

આર્ત્તરૌદ્રને વારીને, મન નિર્મળ કરવું,
એવી પ્રભુની પૂજના, એહ ધ્યાન છે ધરવું;
વિમલ પ્રભુ જગ ઉપદિશે, સહુ નિર્મલ થાવો,
વિમલ થવું નિજ હાથમાં, શાને વાર લગાવો. ૧

## ૧૪ અનંતનાથ સ્તુતિ.

અનંત આતમ દ્રવ્યથી, ક્ષેત્ર કાલ ને ભાવે,
જાણે અંત ન થાય છે, આઠ કર્મ અભાવે;
દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી, અંત કર્મનો આવે,
અનંતનાથ જણાવતા, બ્રહ્મ અંત ન થાવે. ૧

## ૧૫ ધર્મનાથ સ્તુતિ.

ધર્મ પ્રભુ કહે આત્મનો, ધર્મ ગુણ પર્યાયો,
સમજે વર્તે સહજથી, તેહ ધર્મી સુહાયો;

ધર્મનાથ નિજ આતમા, કરે આવિર્ભાવે,
અજ્ઞાની ધર્મ પન્થ સહુ, ટળે આત્મસ્વભાવે.૧

## ૧૬ શાંતિનાથ સ્તુતિ.

શાંતિ મળે નહીં લક્ષ્મીથી, નહીં રાજ્યના ભોગે, શાંતિ મળે નહીં કામથી, બાહ્યસત્તા-પ્રયોગે; શાંતિ ન રાગ દ્વેષથી, સહુ વિષયને વામે, શાંતિ જિનેશ્વર ભાખતા શાંતિ આત-મઠામે. ૧ શાંતિ ન ક્રોધ ને માનથી, તેમ માયા ને લોભે, શાંતિ ન શાસ્ત્રાભ્યાસથી, જડમાં મન થોભે; શાંતિ ન બાહ્ય પદાર્થથી, હું ને મારૂં માને, સર્વ જિનેશ્વર ભાખતા, શાંતિ આતમસ્થાને. ૨ સંકલ્પો ને વિકલ્પથી, મન શાંત ન થાવે, અજ્ઞાન ને મોહભાવથી, કોઇ શાંતિ ન પાવે; નામરૂપ-નિર્મોહથી, જિનવાણી જણાવે, શાંતિ આત-મમાં ખરી, અનુભવથી આવે. ૩ મનને મારતાં આત્મમાં,સત્ય શાંતિ સ્વભાવે,મન સંસાર

ને મુક્તિ છે, સમજે શિવ થાવે; આતમમાં મન ઠારતાં, નિજ પાસ છે શાંતિ, શાસનદેવી સહાયથી, રહે નહિ કોઇ ભ્રાન્તિ. ૪

### ૧૭ કુંથુનાથ સ્તુતિ.

કુંથુનાથમય થૈ ને ભવ્યો, કુંથુનાથ આ-રાધોજી, આતમરૂપે થૈ ને આતમ, સિદ્ધિપદને સાધોજી; આસક્તિવણ કર્મો કરતાં, આતમ નહીં બંધાયજી, કરે ક્રિયા પણ અક્રિય પોતે, ઉપયોગે પ્રભુ થાયજી. ૧

### ૧૮ અરનાથ સ્તુતિ.

કર્મ કરો પણ કર્મથી, રહો નિર્લેપ ભવ્યો, જિન થાતાં પરમાર્થનાં, થાતાં કર્તવ્યો; જૈન દશામાં કર્મને, કરો સ્વાધિકારે, અર જિનવરએમ ભાખતા, શક્તિ પ્રગટે છે ત્યારે. ૧

### ૧૯ મલ્લિનાથ સ્તુતિ.

મલ્લિનાથ ઘટ જેહના, સર્વમલ્લને જીતે, આતમમલ્લ જે જાણતો, શુદ્ધધર્મ પ્રતીતે;

હારે ન જગમાં કોઇથી, કોઇ તેને ન મારે,
મોહશત્રુને મારતો, તેને દેવ છે વ્હારે. ૧

## ૨૦ મુનિસુવ્રત સ્તુતિ.

સમકિત ને ચારિત્રથી, મુનિસુવ્રત થાવે,
ઘાતીકર્મ વિનાશતાં, પ્રભુતા ઘટ પાવે;
રાજયોગ ચારિત્રમાં, શુદ્ધ ઉપયોગ સમતા,
મન વચ કાયની ગુપ્તિથી, પરમાત્મરમણતા. ૧

## ૨૧ નમિનાથ સ્તુતિ.

નમિ જિનેશ્વર સેવા ભક્તિ, જગની સેવા ભક્તિજી, નિજ આતમની સેવા ભક્તિ, એક સ્વરૂપે શક્તિજી; નામ રૂપથી ભિન્ન નિજાતમ, ધારી પ્રભુ જે ધ્યાવેજી, પ્રારબ્ધે છે કર્મનો ભોગી, તો પણ ભોગી ન થાવેજી. ૧

## ૨૨ નેમિનાથ સ્તુતિ.

દ્રવ્ય ભાવથી નેમિ સરખા, બળિયા જૈનો થાવેજી, જૈનધર્મ પ્રસરાવે જગમાં, શુભપરિણામના દાવેજી; શુભ તે ધર્મ પ્રશસ્ય કષાયો,

કરતાં પુણ્યને બાંધેજી, શુદ્ધ પરિણામે વર્તતાં, મુક્તિ ક્ષણમાં સાધેજી. ૧ શુભ પરિણામી સમ્યગ્દૃષ્ટિ, શુદ્ધ ભાવને પામેજી, અશુભ કષાયો પ્રગટયા વારે, દેહાધ્યાસને વામેજી; નિર્ભય નિઃસંગી બળીયો થૈ, કાર્ય કરે નહિ હારેજી; તીર્થંકર સર્વે ઉપદેશે, પ્રભુપાણું ઘટ ધારેજી. ૨ નામ રૂપમાં નિર્મોહી થૈ, પ્રભુભક્તો શિવ વરતાજી, સર્વ કાર્ય કરતા અધિકારે, ભયથી ન પાછા પડતાજી; મર્દ બનીને દર્દ સહે સહુ, ધર્મ કર્મ વ્યવહારેજી, જ્ઞાન કર્મ ને ભક્તિઉપાસના,–યોગને અંતર ધારેજી. ૩ મુક્તિ ભવમાં સમભાવી થૈ, ધર્મ કર્મ નહીં મૂકેજી, જીવન્મુક્ત બને ત્હોયે પણ, કર્તવ્યો નહી ચૂકેજી; દેવગુરૂને કરીને સ્વાર્પણ, જૈનો જિન થૈ જાતાજી, શાસનદેવી સેવા સારે, ધર્મની સેવા ચ્હાતાજી. ૪

## ૨૩ પાર્શ્વનાથ સ્તુતિ.

પાર્શ્વ પ્રભુ બોલે જગ લોકો ! મોહ થતો મનમાંથી રોકો, પાડો નહિ દુઃખ પડતાં પોકો, ઉદ્યમથી પગ ઠોકો, જૈનધર્મ જગમાં પ્રસરાવો, સંઘ ભક્તિ આચારે લાવો, માનવ ભવનો લેશો લ્હાવો, નિશ્ચય એવો લાવો; જૈનધર્મશત્રુઓ હઠાવો, સંઘની રક્ષામાં લય લાવો, તન મન ધનનો ભોગ ધરાવો, નિશ્ચય મુક્તિ પાવો, જૈનોમાં જિનમાં નહીં ભેદ, ભક્તિમાં નહીં ધારો ખેદ, પ્રભુ થવાની એહ ઉમેદ, નિર્મોહી થૈ વેદ. ૧ જૈનધર્મ જગમાંહી પ્રચારો, નામર્દાઈ બીતિ વારો, સંઘોન્નતિનો કરો સુધારો, શ્રદ્ધા ઉદ્યમ ધારો, આત્મરૂપજૈનધર્મને પ્યારો, ધારી માનવ ભવ નહિ હારો, જૈનોમાટે દેહને ધારો, તેથી મુક્તિ આરો; જૈનોના દોષ સામુ ન જોશો,

તેથી પાપ મલીનતા ધોશો, વંશ પરંપર ઉન્નત રહેશો, નહિં તો દુઃખથી રોશો, માટે જાગી ઐક્યથી રહેશો, સંપી સ્હાય પરસ્પર લેશો, પરસ્પર ઉપકારને વહેશો, સહુ જિન-નો સંદેશો. ૨ સંઘની રક્ષા માટે જીવો, શ્રુતજ્ઞાન છે જગમાં દીવો, ધન્ય જૈન છે જે મરજીવો, પ્રભુ વચનામૃત પીવો, જૈન ધર્મ સમ કોઈ ન ધર્મ, બીજા સર્વે છંડો ભર્મ, જેથી પામો સાચું શર્મ, અધિકારે કરો કર્મ; જૈનો થૈ કર્મોને કરવાં, મહાજન-નાં કર્મો અનુસરવાં, અનાસક્તિએ હોય ન પરવા, મિથ્યા વ્હેમો હરવા, એવું જિનની વાણી પ્રકાશે, મોહ રહે નહીં તેની પાસે, કાર્ય કરે પણ ફળ નહીં વાંછે, સ્વયં પ્રભુ એ વિલાસે. ૩ દ્રવ્યભાવ સહુ શક્તિ પ્રકાશો, બનો ન આસક્તિના દાસો, જીવન

મંત્રોનો વિશ્વાસો, ધારી પ્રભુ થૈ જાશો, જૈનોનું જૈનોને આપો, સંઘની સેવાથી જગ વ્યાપો, અશક્તિ ટળશે સહુ પાપો, દુઃખીનાં દુઃખ કાપો; પદ્માવતી ધરણેંદ્રની ભક્તિ, પ્રગટે જૈનોમાં સહુ શક્તિ, ટાળંતાં દુર્મતિ આસક્તિ, આતમ ઇશ્વર વ્યક્તિ, સર્વ સ્વાર્પણે ભોગી થાશો, જડતા શુષ્કપણું નહિ પાશો, દેહાધ્યાસાદિક અધ્યાસો, ટાળી સુખિયા થાશો. ૪

## ૨૪ પ્રભુ મહાવીર સ્તુતિ.

વીર પ્રભુમય જીવન ધારો, સર્વ જાતિ શક્તિથી, દોષો ટાળી સદ્ગુણ લેશો, બનશો મહાવીર વ્યક્તિથી; સ્વપ્ને પણ હિમ્મત નહિ હારો, કાર્યોની સિદ્ધિ કરો, વીર પ્રભુ ઉપદેશે કાંઇ, અશક્ય નહિ નિશ્ચય ધરો. ૧ ભાવીભાવને માની લેઇ, ઉદ્યમ નહિ મૂકો જનો, કર્મ પ્રમાણે થાશે માની, આળસુ

નહિ ક્યારે બનો; મૃત્યુ પાસે આવે તો પણ, ઉદ્યમ શ્રદ્ધા રાખશો, સર્વે તીર્થંકર ઉપદેશે, તેથી શિવફલ ચાખશો. ૨ શ્રુતજ્ઞાનીને ઉદ્યમથી, સિદ્ધિ સહુ વાતે થતી, માટે કાર્યો-દ્યમ નહિ ચૂકો, ભૂલો નહિ ઉદ્યમ ગતિ; કલિયુગમાંહી સંઘ ચતુર્વિધ, ઉદ્યમથી ચઢતી લહે, મહાવીરની વાણી સમજાતી, ભક્તોને શક્તિ વહે. ૩ શક્તિ અનંતી આતમ-માંહી, ભૂલી કયાં ભૂલા ભમો, આત્મશ્રદ્ધા રાખો ભવ્યો, દુષ્ટવૃત્તિયો દમો; સત્ય શર્મ છે આતમમાંહી, જડમાં સુખ આશા તજો, સિદ્ધા-યિકા સ્હાય કરંતી, ઉદ્યમથી મુક્તિ સજો. ૪

### ૨૫ બીજની ચાર સ્તુતિની એક સ્તુતિ.

મહાવીર સમકિત બીજને, કહે કેવલજ્ઞાને, તીર્થંકર સર્વે કહે, ચંદ્ર સરખી પ્રમાણે; સર્વ ધર્મનું બીજ છે, જૈનધર્મ અનાદિ, સિદ્ધાયિકા ટાળતી, સર્વ સંઘ ઉપાધિ. ૧

### ૨૬ પંચમીની ચાર સ્તુતિની એક સ્તુતિ.

સમવસરણમાં બેસીને, પ્રભુ વીરે પ્રકાશી,
પંચમી સહુ તીર્થંકરે, કથી જ્ઞાનવિલાસી;
જિનવાણી સહુ વેદના,–સત્ય વેદ સમાની,
શાસનદેવીઓ સંઘની, કરે ભક્તિ વખાણી. ૧

### ૨૭ અષ્ટમીની ચાર સ્તુતિની એક સ્તુતિ.

અષ્ટમી અષ્ટમી ગતિ દિયે, મહાવીર પ્રકાશે,
સર્વે તીર્થંકર કથે, આઠ કર્મ વિનાશે;
કેવલજ્ઞાન પ્રકાશતી, શ્રુતજ્ઞાને આરાધે,
શાસનદેવની સ્હાયથી, સંત મુક્તિને સાધે. ૧

### ૨૮ એકાદશીની ચાર સ્તુતિની એક સ્તુતિ

એકાદશી અતિ ઉજળી, વીરદેવે પ્રકાશી,
કૃષ્ણે પાળી નેમના, ઉપદેશથી ખાસી;
જ્ઞાનાવરણને ટાળીને, શુદ્ધજ્ઞાન પ્રકાશે,
દેવ–દેવીઓ સંઘની, કરી ભક્તિ ઉજાસે. ૧

### ૨૯ ચૈત્રી પૂનમની ચાર સ્તુતિની એક સ્તુતિ.

ચૈત્રી પૂનમ વિમલાચલે, તપ વીરે ભાખ્યું,

તીર્થંકર સર્વે ભલું, મુક્તિફલ દાખ્યું;
સિદ્ધાચલના ધ્યાનથી, શુદ્ધજ્ઞાન ને મુક્તિ,
શાસનદેવો સારતા, યાત્રીઓની ભક્તિ. ૧

## ૩૦ સિદ્ધાચલની સ્તુતિ.

દ્રવ્યભાવથી સિદ્ધાચલગિરિ, બાહિર અંતર જાણોજી; સાત નયોની સાપેક્ષાઓ, સમજી મનમાં આણોજી; નિમિત્ત કારણ ઉપાદાનથી, સિદ્ધાચલને સેવોજી, બુદ્ધિસાગર વીર પ્રભુજી. ભાખે ત્રિભુવનદેવોજી. ૧

## ૩૧ આંબિલ તપની ચાર સ્તુતિની એક સ્તુતિ

વીરપ્રભુએ આંબિલ તપને, ભાખ્યુ ભવિ હિતકારીજી, અર્હન્ સિદ્ધ ને સૂરિ વાચક, મુનિ સેવા સુખકારીજી; દર્શન જ્ઞાન અને ચારિત્રજ, તપ સેવો શ્રુતધારીજી, શાસનદેવો સ્હાય કરે સહુ, દ્રવ્યભાવ સુખકારીજી. ૧

## ૩૨ સીમંધર જિન સ્તુતિ.

મહાવિદેહે સીમંધરજિન, વૈદેહી દેહે છતા,
કેવલજ્ઞાની આતમરામી, ઉપકારી જગમાં છતા;
દ્રવ્યભાવથી અંતર બાહિર,ઉપશમ આદિ ભાવથી,
સીમંધરજિન વંદુ ધ્યાવું, આત્મિક સીમાદાવથી.૧

## ૩૩ વીરપ્રભુની ચાર સ્તુતિની એક સ્તુતિ.

વીરપ્રભુ પરમાતમા, પરમેશ્વર દેવા,
ચોવીશ તીર્થંકર જિનો, જેઓ આપે મેવા;
તેઓની વાણી ભલી, શુદ્ધ આતમકારી,
દેવદેવીઓ સેવતી, શાસન હિતકારી. ૧

## ૩૪ ચાર સ્તુતિની એક સ્તુતિ.

પ્રણમું શ્રી મહાવીર, સર્વ વિશ્વહિતકારી,
ચોવીશે જિનવર, તીર્થંકર અવતારી;
જૈનાગમ સૂત્રો, ગ્રન્થો જ્ઞાનપ્રકાશી,
દેવ દેવીઓ, શાસન સેવ વિલાસી. ૧

## ૩૫ ચાર સ્તુતિની એક સ્તુતિ.

વીર જિનેશ્વર કેવલી, જેનું શાસન આજે,
તીર્થંકર સર્વે નમું, જેઓ જગમાં ગાજે;
જૈનધર્મ પ્રગટાવિયો, જેનો આદિ ન અંત,
શાસનદેવની સહાયથી, દુઃખ પામે ન સંત ૧

## ३६ महावीरस्तोत्रम्.

ॐ अर्हँ ह्रीँ महावीर ! सर्पविषं हर द्रुतम् ;
दुष्टरोगविनाशेन, रक्ष रक्ष महाविभो ! १
त्वन्नामजांगुलीमंत्र,–जापेन सर्वदेहिनाम् ;
तक्षकादि महासर्प,–विषं नश्यतु तत्क्षणम्. २
ग्रन्थिकज्वरनाशोऽस्तु, भूतबाधां विनाशय;
वातापित्तकफोद्भूतान्, सर्वरोगान् क्षयं कुरु. ३
जले स्थले वने युद्धे, सभायां विजयं कुरु;
ॐ अर्हँ स्रौं महावीर ! वर्धमान ! नमोऽस्तु ते. ४

# ભજનો–સજ્ઝાયો.

## ૧ " ભજન–સજ્ઝાય. "

( હવે મને હરિ નામશું રંગ લાગ્યો–એ રાગ. )

ચેતનજી ચેતો કોઈ ન દુનિયામાં તારૂં, મિથ્યા માને છે મારૂં મારૂંરે. ચેતન૦ લાખ ચોરાશીમાં વાર અનંતી, દેહ ધર્યાં દુઃખ પામી; મળીઓ માનવ ભવ હાર ન આતમ, ઉદ્યમમાં રાખ નહિ ખામીરે. ચેતન૦ ૧ કાયારે બંગલો મુસાફર જીવડો, જોજે તું આંખને ઉઘાડી; ઉચાળો અણુધાર્યો ભરવોરે પડશે, પડયાં રહેશે ગાડીવાડીરે. ચેતન૦ ૨ રામ રાવણ ને પાંડવ કૌરવ, મૂકી ચાલ્યા સહુ માયા; બણી ઠણી શું ફુલી ફરે છે, પડતી રહેશે ત્હારી કાયારે. ચેતન૦ ૩ માયા મમતા ને આળસ છાંડી, ધ્યાન ધરે સુખકારી; "બુદ્ધિસાગર" સદ્‌ગુરૂના પ્રતાપે, પામો જીવ ભવ પારીરે. ચેતન૦ ૪

૨

માયામાં મનડું મોહ્યુંરે, જાગીને જો તું; નરભવનું જીવન ખોયુંરે, જાગીને જો તું. એ ટેક. માતાની કુખે આવી, નવ માસ ઉંધો રહીયો; ત્યાં દુઃખ અનન્તુ લહિયોરે, જાગીને જો તું. ૧ બાલપણામાં સમજ્યો, ન દેવ ગુરૂ સેવા, રમવું ને મીઠા મેવારે, જાગીને જો તું. ૨ જુવાનીમાં જુવતીના સંગ બહુ ખેલ્યો, તેં ધર્મને પડતો મેલ્યોરે, જાગીને જો તું. ૩ પૈસાને માટે પાપો, કર્યાં તેં બહુ ભારી, તેં આતમને વિસારીરે, જાગીને જો તું. ૪ રાગ દ્વેષે વાહ્યો, અજ્ઞાને ભરમાયો, નાહક જ્યાં ત્યાં ધ્યાયોરે, જાગીને જો તું ૫. સુખે દુઃખે પ્રાણીને એક દિન મરવું, પણ કામ વધાર્યું વરવુંરે, જાગીને જો તું. ૬ કરીશ જેવું પામીશ

ખાઈ તેવું, કાંઈ ન કોઇને દેવુંરે, જાગીને જો તું. ૭ સ્વપ્નાની જૂઠી બાજી, રહ્યો શું તેમાં રાજી, કોઈને કાંઈ ન છાજીરે, જાગીને જો તું. ૮ "બુદ્ધિસાગર" ભણ્યો ચેતજો વિચારી, સમજો નર ને નારીરે, જાગીને જો તું. ૯

## ૩ અધ્યાત્મ પદ.

અસંખ્ય પ્રદેશી ક્ષેત્ર ત્હારૂં ઉપદેશ વૃષ્ટિધાર, આતમ! હાંરે વીરા આજનો દિન રળીયાત હેજી. ૧ ક્રિયાની કરી કોદાળીને, વિવેક બાંધો પાળ, આતમ! હાંરે વીરા અલખનાં બીજ વવરાવ હેજી. અસંખ્ય. ૨ વાડ કરો સમકિતની ત્યાં, સદ્ગુરૂ ટોચો મેલ, આતમ! હાંરે વીરા નગુરાં પંખી ઉડાડ હેજી. અસંખ્ય. ૩ અનુભવ રસની પુષ્ટિ થાતાં, પાકી ખેતી

પૂર, આતમ! હાંરે વીરા સઘળી ફળી તજ આશ હેજી. અસંખ્ય. ૪ આત્મધર્મની ખેતી પાકી, ભાગી ભવની ભૂખ, આતમ! હાંરે વીરા ચૂકવ્યાં દેવાં તેણી વાર હેજી. અસંખ્ય. ૫ આપ સ્વભાવે થઈ ગયો, ત્યાં જીવ તે શિવ સ્વરૂપ, આતમ! હાંરે વીરા "બુદ્ધિસાગર" ગુણ ગાય હેજી. અસંખ્ય. ૬

૪

( પદ્મપ્રભુ પ્રાણસેં પ્યારા—એ રાગ. )

જગત્‌ના ખેલ છે ખોટા, કદી નહીં થાય મન મોટા. જગ૦ ૧ સદા છે દુઃખ માયામાં, સદા સુખ ધ્યાન છાયામાં; પ્રભુનું નામ સુખ આપે, પ્રભુનું નામ દુઃખ કાપે. જગ૦ ૨ પ્રભુ ભક્તિ ન જો થાશે, તદા દિનદિન દુઃખ થાશે; જીભલડી ગા જિનેશ્વરને, હૃદય તું દેવને સ્મરને. જગ૦

૩ મુવા જે મોજમાં માતા, તર્યા જે દેવને ગાતા; જગત્માં જન્મ ધાર્યો તેં, ભજન વિણુ જન્મ હાર્યો તેં. જગ૦ ૪
છેવટની આંખ મીંચાશે, તદા તું ખુબ પસ્તાશે; હજી છે હાથમાં બાજી, કરી લે આત્મને રાજી. જગ૦ ૫ રમત ઘોડા ગમ્મત ગાડી, સુંદર શ્યામ અને લાડી; મળેલા ભોગ એ જાશે, પાછળથી કોઈ તે ખાશે. જગ૦ ૬ ગણી તું ફોક દુનિયાને, પ્રભુના ભવ્ય ગુણ ગાને; બુદ્ધયબ્ધિ સંતનો સંગી, ગ્રહે તે સુખ ગુણ રંગી. જગ૦ ૭

૫

(વાણિયારે મન માયા લગાડી મત જાજે રે વેપારી.)

આતમારે મન પ્યારા લાગીરે તારી પ્રીતડી વૈરાગી. યોગીરે યતિજન તને શોધતારે આતમારે, ગુણો અવિનાશી કેરા ગાયરે વૈરાગી. આતમા૦ ૧

સાત નયોનું દુર્બીન કરીને આતમારે, તેથી દેખુંરે ગુણધામરે વૈરાગી. આતમા૦ ૨ રત્નભરેલી પેટી પારખીરે આતમારે, તાળાં ખોલીને ધન દેખીયું વૈરાગી. આતમા૦ ૩ ઉગ્યોરે સૂરજ જ્ઞાન દીપતોરે આતમારે, માયા અંધારૂં નાઠું દૂરરે વૈરાગી. આતમા૦ ૪ જાગોરે યોગીજન મુનિ ચિત્ત ધરીરે આતમારે, ત્યાગી સંન્યાસી ફકીરરે વૈરાગી. આતમા૦ ૫ માયાના સાગરને જાઓ તરીરે આતમારે; "બુદ્ધિસાગર" પેલે પારરે વૈરાગી. આતમા૦ ૬

૬

જોતાં જોતાં ચાલ્યા ગયારે–જોડીયા તારા. રમણિક રઢીયાળા, રંગે રૂડા રૂપાળા, મરી ગયા બહુ વ્હાલારે, જોડીયા તારા. ૧ ખમા ખમા જેની થાતી, જગ આણુ વર્તાતી,

ચાલ્યા પરભવ વાટીરે, જોડીયા તારા. ૨ જુતાં બૂટ પહેરી ચાલ્યા, વ્યભિચારી થઇને મ્હાલ્યા, ઘોરમાંહિ ગોદી ઘાલ્યારે, જોડીયા તારા. ૩ પાઘડી માથાએ ઘાલી, ફર્યા દેશોદેશ મ્હાલી, મશાણે તે ગયા ખાલીરે, જોડીયા તારા. ૪ નાત જાતને નડે, વૈર ને ઝેરથી લડે, પોક તેની જોને પડેરે, જોડીયા તારા. ૫ ચેતી લ્યોને નરનારી, હિત શિખામણ સારી, બુદ્ધિસાગર સુખકારીરે, જોડીયા તારા. ૬

૭

(માન માયાના કરનારારે, જરા જોને તપાસ તારી કાયા.)

અરે કુલી ફોગટ ફરનારા રે, અણધારે દિવસ મરનારા. જોને ઠાઠડીમાં કેઈ ઠરાણા રે, ઘણા મરેલ ઘોરમાં ઘલાણા. વૈદ ને સઈદ રોગી ને શોગી, રંક ભલે હોય મહારાણા; પોક

પડી તેના નામની મોટી, તેનાં મડદાં બળે છે મશાણારે. અણુ૦ ૧ માટીની કાયા માટીમાં મળશે, કરો ઉપાયો હજારા; સુર દાનવ જન કોડી મલે પણ, નહિ કોઇ ઉગરનારારે. અણુ૦ ૨ લાખો-ની રાખો થઇ છે મશાણે, જે હતા નહીં ડરનારા; માન માયામાં મ્હાલે શું માનવ, જલ પરપોટા થનારારે. અણુ૦ ૩ અન્તર જોને તારૂં તપાસી, ત્યાગીને વિષય વિકારા; સાણંદ પદ્મ પ્રભુ જિન મંડલ, "બુદ્ધિસાગર" સુખકારારે. અણુ૦ ૪

૮

અલખ લ્હેરો લાગીરે, અગમરૂપ દર્શાયું; માયાનાં તાળાં ખૂલ્યાંરે, અંતર્ધન પરખાયું. અલખ૦ ૧ નાભિ-કમલમાં નિરખી નયણે, ઝળહળ ઝગમગ

જ્યોત; ચડી શિખર પર જોતાં જોતાં, થયો મહા ઉદ્યોત, અંધારે અજવાળું રે, બ્રહ્મ ગુફામાં જણાયું. અલખ૦ ૨ દૂધમાં દૂધ પાણીમાં પાણી, જોતાં જાણી જુદાઇ; પંચભૂતથી ન્યારો આતમ, જૂઠી દેહ સગાઈ. તલમાંથી તેલ કાઢયુંરે, ઘાણીની સંગ કચરાયું. અલખ૦ ૩ ચાલે હાલે ખાવે પીવે, કબુ ન ભૂલે ભાન; વ્યવહારે વ્યવહારતો દિસે, અંતરમાં ગુલ્તાન. અંધ ન દેખે આંખેરે, બહેરાની આગળ બહુ ગાયું. અલખ૦ ૪ ઘૂકબાલને દિવ્ય દ્રષ્ટિ થઈ, દિવાકર દેખાય; કુટુમ્બ આગળ સત્ય કહે પણ, ગાંડું તેહ ગણાય. “ બુદ્ધિસાગર”તેવુંરે, મારા તો મન સમજાયું. અલખ૦ ૫

## પજુસણની ગહુંલી.

જીરે પરવ પજુસણ આવીઆં, તમે ધર્મ કરો નરનાર; ગુરૂ વાણી સુણો એક ચિત્તથી,

જેથી પામો ભવજલપાર. જીરે૦ ૧
દેવદર્શન ટંક દો કીજીએ, પ્રભુ પૂજા કરીએ
સાર; પાપારંભનાં કામો ટાળીએ, કરો ધર્મ-
તણો વ્યાપાર. જીરે૦ ૨ આઠ
દિવસ પુણ્યે પામતાં, કરો શક્તિપણે ઉપવાસ,
શીલ પાળીએ શુભ ભાવથી, કહિ જૂઠું ન
બોલીએ ખાસ. જીરે૦ ૩ પડિક-
મણું દો ટંકનું કરો, નહીં રમીએ મોહે
જુગાર; વારંવાર પજુસણ નહીં મળે, લઈ
માનવનો અવતાર. જીરે૦ ૪ જેવું
કરશો તેવું પામશો, જાણો આ સંસાર અસાર;
જીવ એકલો આવ્યો એકલો, જશે પરભવમાં
નિર્ધાર. જીરે૦ ૫ પાપકર્મ કરી
ધન મેળવ્યું, તે તો સાથ ન આવે લગાર;
ચેત! ચેત! ચેતાવું જીવડા, તને સાન ન આવે
લગાર. જીરે૦ ૬ ઘડી લાખ ટકાની
વહી જશે, નહીં મળશે ટાણું ગમાર; રૂડું

પરમ પજુસણ સેવતાં, " બુદ્ધિસાગર " જગ
જયકાર. જીરે૦ ૭

## ગુરૂ ગુણ ગહુંલી.

( રઘુપતિ રામ હૃદયમાં રેજોરે એ-રાગ. )

ગુરૂ મ્હારા જ્ઞાન દર્શન દરિયારે, સંસાર
સમુદ્રને તરિયા. ગુરૂ. ગુરૂ ભાનુ સમા
છો પ્રતાપીરે, ગુરૂ આકાશ પેઠે છો વ્યાપીરે,
પ્રત્યુત્તરમાં શીઘ્ર જવાબી, ગુરૂ૦ ૧
અમૃત સમ મધુરી વાણીરે, સાંભળી બૂઝયા
બહુ પ્રાણીરે, ખૂબ કરતા ધર્મ કમાણી,
ગુરૂ૦ ૨ સાગર પેઠે ગંભીર છાજોરે કહિ
મૂકો ન નિજ ગુણ માઝોરે; પાળો મુનિગણ
રીતરીવાજો, ગુરૂ૦ ૩ ઉપસર્ગ પરિષહ
સહેતારે, મહાવીરનું શાસન વહેતારે, આત્મ
ભાવમાં નિશદિન રહેતા, ગુરૂ૦ ૪
ગામોગામ નગર પૂર ફરતારે, મોટા મુનિ
વરને અનુસરતારે, રાગ દ્વેષ દૂર પરિહ-

રતા, ગુરૂ૦ ૫ આગમગ્રન્થો ઉપદે શોરે, જેથી જાય જીવોના કલેશોરે, “ બુદ્ધિ-સાગર ” શિવસંદેશો, ગુરૂ૦ ૬

**ચોમાસું કરવા ગુરૂ પધારે તે વખતે ગાવાની ગહુંલી.**

( સાંભળજો મુનિ સંયમરાગે–એ રાગ. )

આજ નગરમાં ગુરૂજી પધાર્યા, ચોમાસુ શુભ કરવારે; ભવ્ય જીવોના પાપ પંક સહુ મેઘવૃષ્ટિ પરે હરવારે. આજ૦ ૧ ઘરઘર કુંકુમ સાથીઆ કીધા, ધવલ મંગલ વર્તાયાંરે; પુણ્યપનોતાં પગલાં દીઠાં, નરનારી હરખાયારે. આજ૦ ૨ ગહુંલી કરતી ગોરીઓ ગાવે, લૂંછણાં કરતી ભાવેરે; મોતી તંદુલ મૂઠી ભરીને, ગુરૂને સંઘ વધાવેરે. આજ૦ ૩ ચાંદલિયા પેઠે ગુરૂ શોભે, ભાનુ પેઠે પ્રકાશેરે; મેઘ ધ્વનિ ઉપદેશ ધ્વનિએ, ભવ્ય ચકોર વિકાસેરે.

આજ. ૪ મહાવીર પ્રભુની પાટે બેસી, જૈનધર્મ સમજાવેરે, જૈન જગત જયવંતુ કરતા, ભક્તિજ્ઞાન સ્ફુરાવેરે. આજ. ૫ આનન્દ મંગલ શાન્તિ વર્તો, નવનવો બોધ સુણાવોરે; "બુદ્ધિસાગર" સાચા સદ્‌ગુરૂ, મહાવીર તત્ત્વો ભણાવોરે.. આજ. ૬

## ઓળીની ગહુંલી.

( સિદ્ધ જગત શિર શોભતા—એ રાગ. )

ઓળી કરીએરે ભાવથી, વિધિપૂર્વક સાર; મયણાં શ્રીપાલની પરે, પામો સુખ અપાર. ઓળી૦ ૧ સુદ સાતમથી પુનમ લગી, આસો ચૈતર બે માસ; આરાધન નવ પદ તણું, કરીએ ધરી વિશ્વાસ. ઓળી૦ ૨ અરિહંત નવપદ તણા, પ્રત્યેક હોય હજાર; જપીએ જાપ સુભાવથી, કાઉસગ્ગ જયકાર.

ઓળી૦ ૩ અરિહંતાદિક પૂજીએ, ભજીએ ગુરૂ ગુણવંત; લક્ષ્મીલીલા જય પામીએ, આવે દુઃખનો અંત. ઓળી૦ ૪ જેવી ભાવના જેહની, સિદ્ધિ તેહવી થાય; નવભવમાં જન શિવ લહે, કર્મ અનંત ખપાય. ઓળી૦ ૫ ઓળી તપ સમ તપ નહીં, મંત્ર વિષે નવકાર; સહાય કરે દેવ દેવીઓ, થાતી અણધારી વ્હાર. ઓળી૦ ૬ રોગ ટળે બહુ જાતના, પદ પદ મંગલ થાય; પુત્ર મળે મન માનતા, ઈચ્છિત મેળા સુહાય. ઓળી૦ ૭ કર્મ નિકાચિત બાંધીઆં, તે પણ વિણશીરે જાય; આ ભવમાં તપ ફળ મળે, શ્રદ્ધાબળ મહિમાય. ઓળી૦ ૮ ઓળી તપને આરાધતાં, સુખિયાં નર અને નાર; "બુદ્ધિસાગર" સદ્ગુરૂ, આશીષથી નિરધાર. ઓળી૦ ૯

## દીવાળીની ગહુંલી.

( મારો સુગુણ સલુણો સાહિબ ભેટિયો—એ રાગ. )

આજે રૂડી દિવાલી મહાવીર તણી, આખા ભારત દેશ મઝાર; મહાવીર નામ તણા જાપથી, કોટિ ગુણ ફલ લહો નરનાર. આજે રૂડી૦ ૧ છેલ્લા તીર્થંકર મહાવીર પ્રભુ, દેહ છોડી થયા વિભુ સિદ્ધ; ચાલે શાસન સંપ્રતિ તેમનું, જેનું નામ છે વિશ્વ પ્રસિદ્ધ. આજે રૂડી૦ ૨ જેણે ભારત દેશ ઉઝાળીયો, કીધો ઉજ્વલ સ્વર્ગ સમાન; સત્ય તત્ત્વ જગત્માં પ્રકાશીઆં, ભાવે ભજો વીર ભગવાન્. આજે રૂડી૦ ૩ મહાવીર ચરિત્ર શ્રવણથકી, નિજ આતમ પાવન થાય; ગરણું ગણીએ ગુરૂગમ લહી, કીજે તપ જપ ને સ્વાધ્યાય. આજે રૂડી૦ ૪ વીર પાછળ વીર સમા બનો, એવો મહાવીરનો ઉપદેશ; "બુદ્ધિસાગર"

મનમાંહિ ધારીને, વર્તો નરનારી હમેશ. આજે રૂડી૦ ૫

## શ્રી મહાવીર જયંતિ ગહુંલી.

( આવો આવો જશોદાના કંત—એ રાગ. )

ત્રિશલાનંદન વીર, જગ જયકારીરે; જન્મ્યા જગનો ઉદ્ધાર, કરવા ભારીરે. ત્રિશલા૦ ૧ ભારતનાં પ્રગટયાં ભાગ્ય, પાપ પલાયાંરે; પ્રગટ્યો જગમાં ઉદ્યોત, સુખડાં છાયાંરે. ત્રિશલા૦ ૨ દેવ દેવીનો આનન્દ, સ્વર્ગે છાયોરે; ઇંદ્રોએ કરી અભિષેક, મહાવીર ગાયોરે. ત્રિશલા૦ ૩ મહાવીરમય સહુ વિશ્વ, બોધે કરવારે; અવતરિયા ત્રિભુવનદેવ, કલ્મષ હરવારે. ત્રિશલા૦ ૪ આનન્દ તો અંગ ન માય, આજે પ્રેમેરે; "બુદ્ધિસાગર" મહાવીર, પ્રભુની રહેમેરે. ત્રિશલા૦ ૫

## શ્રીસિદ્ધાચલ દુહા.

રત્નત્રયી ધારક પ્રભુ, ઋષભદેવ અરિહંત; નમિતસુરાસુરઈંદ્રચંદ, ભવભંજન ભગવંત. ૧ જય જય આદિજિણંદ શ્રી, કેવલ-કમલાનાથ; સિદ્ધાચલગિરિમંડણો, સેવક કરો સનાથ. ૨ પૂર્વ નવાણુ વાર જ્યાં, આવ્યા ઋષભ જિણંદ; તે સિદ્ધાચલ વંદીએ, કાપે ભવભયફંદ. ૩ પ્રાયઃ એ ગિરિ શાશ્વતો, મહિમા અપરંપાર; સમ્યગ્દષ્ટિ-જીવને, નિમિત્ત કારણ ધાર. ૪ ચાર હત્યારા પાતકી, તે પણ એ ગિરિ જાય; ભાવે જિનવર ભેટતાં, મુક્તિવધૂ સુખ પાય. ૫ દ્રવ્ય ભાવ બે ભેદથી, સેવો તીરથ એહ; ઉપાદાન નિમિત્ત યોગ, સમર્યાથી શિવગેહ. ૬ કર્મરોગને ટાળવા, ઉત્તમ છે આધાર; શ્રીસિદ્ધાચલ સમરીએ, શ્વાસમાંહિ

સો વાર. ૭ અજરામર પદ પામવા, લહી મનુષ્ય અવતાર; શ્રીસિદ્ધાચલ સમરીએ, શ્વાસ માંહિ સો વાર. ૮ એ સમ તીરથ કો નહિ, ભવજન તારણુહાર; શ્રીસિદ્ધાચલ સમરીએ, શ્વાસમાંહિ સો વાર. ૯ દર્શન સ્પર્શન યોગથી, નિર્મળપદ નિરધાર; શ્રીસિદ્ધાચલ સમરીએ, શ્વાસમાંહિ સો વાર. ૧૦ પ્રેમ-ભક્તિ બહુ માનથી, હઠ કદાગ્રહ ત્યાગ; શ્રી સિદ્ધાચળ સમરીએ, શ્વાસમાંહિ સો વાર. ૧૧

## શ્રી વીરકુમારનું હાલરડું.

(માતા ત્રિશલા ઝૂલાવે પુત્ર પારણે-એ રાગ.)

વારી જાઉં વ્હાલા વીરકુમરને વારણે, ગાઉં વીર પ્રભુનું હાલરડું હરખાઈ; મારી આંખો પાંખો વ્હાલો હૈયું હેતનું, મારી સઘળી આશા જીવંતી જગ થાઈ. વારી. ૧

ઝૂલો પારણિયામાં વર્ધમાન જિન બાલુડા, ગાઉં ગીત તમારાં મીઠાં રસ ભરપૂર; હાલો હાલો હાલો હાલો નંદન વીરને, રૂડું ઝળકે ત્રણ્ય ભુવનમાં સઘળે નૂર. વારી. ૨ કોટિ શશિ ને ભાનુ દેવ કરે તુજ આરતી, કરતા મંગલદીવા દેવીઓ નર નાર; દર્શન કરવા આવે સુરપતિ નરપતિ વ્હાલથી, વર્ષે આંગણિએ મણિકંચનના ભંડાર. વારી. ૩ ધન ધન વૈદેહી જગજીવન રાજકુમારને, ઝળકે અંગોઅંગે પરબ્રહ્મનું તેજ; ત્હારી લીલા સઘળી પરમેશ્વર શક્તિ ભરી, મેં તો જાણ્યાં તીર્થંકરનાં લક્ષણ સહેજ. વારી. ૪ મારી કૂખે જન્મ્યો જગજીવન જગનો ધણી, તેથી ત્રણ્ય ભુવનમાં બની ઘણી પ્રખ્યાત; મારા હૈયામાં ઉછળતા સુખના સાગરો, હું તો કહેવાણી તીર્થંકરની જગ માત. વારી.

૫ કોટિ રવિ શશિ તારા તુજ આંખોમાં શોભતા, તારા હૈયામાંહિ પૃથ્વી સર્વ સમાઈ; અગ્નિ વાયુ નભ તુજ હૃદયે ગિરિવર પાદમાં, સાગર ઉરમાં તારી સ્તુતિ વેદે ગાઈ. વારી. ૬ સઘળી જ્ઞાનસૃષ્ટિ તવ આતમમાં વિલસી રહી, પ્રગટયા જગમાં કરવા જૈનધર્મ ઉદ્ધાર; લંછન સિંહતણું સમજાવે પૂર્ણ પરાક્રમી, હું તો પામું નહીં તુજ ગુણ કલાનો પાર. વારી. ૭ તારો મહિમા ગાવા વિશ્વ સકલ જીવી રહ્યું, લક્ષણ બાહ્ય અભ્યંતર સહસ્ર લક્ષ કરોડ; નંદન આનંદામૃત ઉંઘે ઘટમાં ઉંઘતા, રૂપે ત્હારા જેવી મળે ન જગમાં જોડ. વારી. ૮ મારાં અનેક ભવનાં તપ કીધાં આ ભવ ફળ્યાં, પ્રભુની માતા થાવા મળિયો શુભ અવતાર; મારા સર્વ મનોરથ પૂરા આ ભવમાં થયા, પ્રભુની

માતા ભક્તાણી થૈ જગ જયકાર. વારી. ૯ આવે ઇન્દ્રાણીઓ તુજને રમાડે હેત-થી, દર્શન કરીને થાતાં તુજમાંહી લયલીન; મારા દિલડામાંહી ઝગમગ જ્યોતિ ઝળહળે, વ્હાલા નંદન તું છો તીર્થંકર મહાજિન. વારી. ૧૦ ગાવે ત્રિશલા માતા વીર-કુમરનું હાલરૂં, સુણતા વર્ધમાનજી ત્રિશલા માતા બોલ; ઉછળે પારણીયામાં પગ અંગુઠો ધાવતા, કરતા આનંદમય ચેષ્ટાના બહુ ક-લ્લોલ. વારી. ૧૧ વ્હાલો વ્હાલો વ્હાલો ત્રણ્ય ભુવનના નાથને, ભાષા વૈખરી વાણી વિશ્વગુરૂને ગાઉં; બુદ્ધિસાગર ભાસે પરાપ-શ્યંતીમાં વિભુ, ઝાંખી પામી હાલરડું ગાઇ હરખાઉં. વારી. ૧૨

## શ્રી ચૈત્યવંદન વિધિ.

ઇચ્છામિ ખમાસમણો ! વંદિઉં જાવણિ-જ્જાએ નિસીહિઆએ, મથ્થએણ વંદામિ. (એમ ત્રણ વખત કહી ત્રણ ખમાસમણ દેવાં. પછી ડાબો ઢીંચણ ઉભો રાખી બે હાથ જોડી નીચે મુજબ કહેવું.)

ઇચ્છાકારેણ સંદસિહ ભગવન્ ! ચૈત્યવં-દન કરૂં ? ઇચ્છં.

### જગચિંતામણિ ચૈત્યવંદન.

જગચિંતામણિ જગનાહ જગગુરૂ જગ-રખ્ખણ, જગબંધવ જગસથ્થવાહ જગ-ભાવવિઅખ્ખણ; અઠ્ઠાવયસંઠવિઅરૂવ, કમ્મઠ્ઠવિણાસણ, ચઉવીસંપિ જિણવર જયં-તુ, અપ્પડિહયસાસણ. ૧ કમ્મભૂમિહિં

કમ્મભૂમિહિં પઢમ સંઘયણિ, ઉક્કોસય સત્ત-
રિસય, જિણવરાણ વિહરંત લબ્ભઇ, નવકો-
ડિહિં કેવલીણ, કોડિસહસ્સ નવ સાહુ ગમ્મઈ;
સંપઈ જિણવર વીસ, મુણિ બિહું કોડિહિં વ-
રનાણ, સમણહ કોડિસહસદુઅ, થુણિજ્જઈ
નિચ્ચ વિહાણિ. ૨ જયઉ સામિય જયઉ,
સામિય રિસહ સત્તુંજિ, ઉજ્જિંત પહુ નેમિ-
જિણ, જયઉ વીર સચ્ચઉરિમંડણ; ભરૂઅચ્છહિં
મુણિસુવ્વય મુહરિપાસ, દુહદુરિય ખંડણ
અવર વિદેહિં તિત્થયરા, ચિહું દિસિવિદિસિ
જિં કે વિ, તીઆણાગયસંપઈઅ, વંદૂં જિણ
સવ્વે વિ. ૩ સત્તાણવઈ સહસ્સા, લખ્ખા
છપ્પન્ન અટ્ઠ કોડીઓ; બત્તિસય બાસિયાઈં,
તિયલોએ ચેઈએ વંદે. ૪ પનરસ કોડિ-
સયાઈં, કોડી બાયાલ લખ્ખ અડવન્ના; છત્તીસ
સહસ અસિઇં, સાસય બિંબાઇં પણમામિ. ૫

## જં કિંચિ સૂત્ર.

જં કિંચિ નામ તિથ્થં, સગ્ગે પાયાલિ માણુસે લોએ; જાઈં જિણબિંબાઈં, તાઈં સવ્વાઈં વંદામિ. ૧

## નમુથ્થુ ણં સૂત્ર.

નમુથ્થુ ણં અરિહંતાણં, ભગવંતાણં. ૧ આઇગરાણં, તિથ્થયરાણં, સયંસંબુદ્ધાણં. ૨ પુરિસુત્તમાણં, પુરિસસીહાણં, પુરિસવરપુંડરિઆણં, પુરિસવરગંધહથ્થીણં. ૩ લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિઆણં, લોગપઈવાણં, લોગપજ્જોઅગરાણં. ૪ અભયદયાણં, ચખ્ખુદયાણં, મગ્ગદયાણં, સરણદયાણં, બોહિદયાણં. ૫ ધમ્મદયાણં, ધમ્મદેસયાણં, ધમ્મનાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંતચક્કવટ્ટીણં. ૬ અપ્પડિહયવરનાણદંસણધરાણં, વિયટ્ટછઉમાણં. ૭ જિણાણં જાવયાણં, તિ-

ન્નાણં તારયાણં, બુદ્ધાણં બોહયાણં, મુત્તાણં મોઅગાણં. ૮ સવ્વન્નૂણં, સવ્વદરિસીણં, સિવમયલમરૂઅમણંતમખ્ખયમવ્વાબાહમપુણ રાવિત્તિસિદ્ધિગઇનામધેયં ઠાણં સંપત્તાણં, નમો જિણાણં જિઅભયાણં.૯ જે અ અઈઆ સિદ્ધા, જે અ ભવિસ્સંતિણાગએ કાલે; સંપઇ અ વટ્ટમાણા, સવ્વે તિવિહેણ વંદામિ. ૧૦

### જાવંતિ ચેઈઆઈં.

જાવંતિ ચેઈઆઈં, ઉદ્ધે અ અહે અ તિરિઅ લોએ અ; સવ્વાઈં તાઈં વંદે, ઈહ સંતો તથ્થ સંતાઈં. ૧

( પછી ખમાસમણ દેવું. )

ઇચ્છામિ ખમાસમણો! વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ, મથ્થએણ વંદામિ. ૧

### જાવંત કે વિ સાહૂ.

જાવંત કે વિ સાહૂ, ભરહેરવયમહાવિદે-

હુઅ; સંવેસિં તેસિં પણઓ, તિવિહેણ તિ-
દંડવિરયાણં. ૧

## પંચપરમેષ્ટિ નમસ્કાર.

નમોઽર્હંત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ.

## ઉપસર્ગહર સ્તવન.

ઉવસગ્ગહરંપાસં, પાસં વંદામિ કમ્મ-
ઘણમુક્કં; વિસહરવિસનિન્નાસં, મંગલક-
લ્લાણઆવાસં. ૧ વિસહરફુલિંગમંતં,
કંઠે ધારેઈ જો સયા મણુઓ; તસ્સ ગહરો-
ગમારી,–દુઠ્ઠજરા જંતિ ઉવસામં. ૨ ચિઠ્ઠઉ
દૂરે મંતો, તુજ્ઝ પણામો વિ બહુફલો હોઈ; નર-
તિરિએસુ વિ જીવા, પાવંતિ ન દુખ્ખદોગચ્ચં.
૩ તુહ સમ્મતે લધ્ધે, ચિંતામણિકપ્પ-
પાયવબ્ભહિએ; પાવંતિ અવિગ્ઘેણં, જીવા
અયરામરં ઠાણં. ૪ ઇઅ સંથુઓ મહા-
યસ! ભત્તિબ્ભરનિબ્ભરેણ હિયએણ; તા દેવ!

દિજ્જ બોહિં, ભવે ભવે પાસ! જિણચંદ! ૫

(પછી બે હાથ જોડી લલાટે રાખી નીચેનું સૂત્ર કહેવું.)

## જય વીયરાય સૂત્ર.

જય વીયરાય! જગગુરૂ! હોઉ મમં તુહ પભાવઓ ભયવં; ભવનિવ્વેઓ મગ્ગા,-ણુસારિઆ ઇટ્ઠફલસિદ્ધી. ૧ લોગવિરૂદ્ધચ્ચાઓ, ગુરૂજણપૂઆ પરથ્થકરણં ચ; સુહગુરૂજોગો તવ્વય,-ણસેવણા આભવમખંડા. ૨ વારિજ્જઇ જઇ વિ નિયા,-ણબંધણં વીયરાય! તુહ સમએ; તહ વિ મમ હુજ્જ સેવા, ભવેભવે તુમ્હ ચલણાણં. ૩ દુખ્ખખઓ કમ્મખઓ, સમાહિમરણં ચ બોહિલાભો અ; સંપજ્જઉ મહ એઅં, તુહ નાહ! પણામકરણેણં. ૪ સર્વમંગલમાંગલ્યં, સર્વકલ્યાણકારણં; પ્રધાનં સર્વધર્માણાં, જૈનં જયતિ શાસનમ્. ૫

( પછી ઉભા થઇ કહેવું. )

## અરિહંતચેઇયાણં સૂત્ર.

અરિહંત ચેઇયાણં કરેમિ કાઉસ્સગ્ગં. ૧ વંદણવત્તિયાએ પૂઅણવત્તિઆએ સક્કારવત્તિયાએ સમ્માણવત્તિયાએ બોહિલાભવત્તિયાએ નિરૂવસગ્ગવત્તિયાએ. ૨ સદ્ધાએ મેહાએ ધિઈએ ધારણાએ અણુપ્પેહાએ વડ્ઢમાણીએ ઠામિ કાઉસ્સગ્ગં. ૩

## અન્નથ ઊસસિએણં સૂત્ર.

અન્નથ્થ ઊસસિએણં, નીસાસએણં, ખાસિએણં છીએણં, જંભાઈએણં, ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં, ભમલીએ, પિત્તમુચ્છાએ. ૧ સુહુમેહિં અંગસંચાલેહિં, સુહુમેહિં ખેલસંચાલેહિં, સુહુમેહિં દિઠ્ઠિસંચાલેહિં. ૨ એવમાઇએહિં આગારેહિં અભગ્ગો અવિરાહિઓ હુજ્જ મે

કાઉસ્સગ્ગો. ૩ જાવ અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં ન પારેમિ. ૪ તાવ કાયં ઠાણેણં મોણેણં ઝાણેણં અપ્પાણં વોસિરામિ. ૫

( પછી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને સ્તુતિ કહેવી)

## સ્તુતિ.

વીરપ્રભુ પરમાતમા, પરમેશ્વર દેવા,
ચોવીસ તીર્થંકર જિનો, જેઓ આપે મેવા;
તેઓની વાણી ભલી, શુદ્ધ આતમકારી,
દેવ દેવીઓ સેવતી, શાસન હિતકારી. ૧

(પછી એક ખમાસમણ દેવું)

ઇચ્છામિ ખમાસમણો ! વંદિઉં જાવણિ-જ્જાએ નિસીહિઆએ, મથ્થએણ વંદામિ. ૧

## महावीर चैत्यवंदन.

ॐ अर्हं श्री महावीर ! वर्धमान ! जिनेश्वर !
शांतिं तुष्टिं महापुष्टिं, कुरु स्वेष्टं द्रुतं प्रभो ! १
सर्वदेवाधिदेवाय, नमो वीराय तायिने;
ग्रहभूतमहामारीं, द्रुतं नाशय ! नाशय ! २
सर्वत्र कुरु मे रक्षां, सर्वोपद्रवनाशतः;
जयं च विजयं सिद्धिं, कुरु शीघ्रं कृपानिधे ! ३
त्वन्नामस्मरणाद्देव ! फलतु मे वांछितं सदा;
दूरीभवन्तु पापानि, मोहं नाशय वेगतः. ४
"ॐ ह्रीं अर्हं महावीर,"–मंत्रजापेन सर्वदा;
बुद्धिसागरशक्तीनां, प्रादुर्भावो भवेद् ध्रुवम्. ५

## જૈનાચાર્ય બુદ્ધિસાગર સૂરિકૃત

# સ્નાત્રપૂજા.

**સ્નાત્રવિધિ**--પ્રથમ દૂધ, દહિં, ઘી, કેશર, ફુલ અને જળનું પંચામૃત કરી બે કલશ એક પાટલાં ઉપર ચોખાના બે સ્વસ્તિક કરી તે ઉપર મૂકવા. કળશને મ્હોડે નાડાછડી બાંધવી. એક ત્રણ બાજોઠનું સિંહાસન કરી તે ઉપર પ્રભુની પધરામણીનું સિંહાસન મૂકી તેમાં એક રકેબીમાં કેશરના બે સ્વસ્તિક કરી, ત્રણ નવકાર ગણી એક ધાતુની પંચતીર્થી પ્રતિમાજી તથા એક સિદ્ધચક્રજીની પ્રતિમાજી પધરાવવાં. પ્રતિમાજીનું મુખ ઉત્તર વા પૂર્વ તરફ રાખી પધરાવવાં. પ્રતિમાજી નીચે એક પૈસો મૂકવો. સિંહાસનના વચલા બા-

જોઠ ઉપર ચોખાનો એક સ્વસ્તિક કરી એક ફળ મૂકવું. પ્રતિમાજી પધરાવવાના સિંહાસનના એક છેડે નાડાછડી બાંધવી. એક રકેબીમાં થોડાં છૂટાં ફુલ તથા કેશરવાળા ચોખા કરી રાખવા અને ચામર, દર્પણ, પંખો, ઘંટ વિગરે સામાન સિંહાસન પાસે રાખવો. જ્યાં વસ્ત્ર ચઢાવવાનાં આવે ત્યાં નાડાછડીનો કકડો મૂકવો, ફૂલની અછત હોય ત્યાં કેશરવાળા ચોખાનો ઉપયોગ કરવો. સ્નાત્ર ભણાવવાવાળો માણસ હાથમાં ફૂલ લઇને ઉભો રહે અને વિધિ ભણાવનાર માણસ વિધિ શરૂ કરે. કુસુમાંજલિ બોલી 'ફૂલ ચઢાવવું'. વિધિ ભણાવનાર માણસ કુસુમાંજલિ ચઢાવવાનું કહે ત્યારે ભગવાનને કુસુમાંજલિ ચઢાવવી. સાત વખત કુસુમાંજલિ ચઢાવી રહ્યા પછી સ્નાત્રીયો હાથ જોડીને ઉભો રહે અને વિધિ ભણાવનાર વિધિ બોલ્યે જાય,

જ્યારે 'શુભ લગ્ને જન્મ્યા પ્રભુ' એ દુહો પૂરો થાય ત્યારે સ્નાત્રિયો ત્રણ ખમાસમણ દેઈ ચૈત્યવંદનની વિધિ પ્રમાણે ચૈત્યવંદન કરે ને જયવીયરાયનો પાઠ 'આભવમખંડા' સુધી કહી હાથમાં કળશ લેઈને ઉભો રહે ને વિધિ ભણાવનાર જ્યારે 'સૌધર્મેન્દ્રે પંચ રુપ કરી' એ પદ પૂરૂં બોલી રહે ત્યારે જળનો પ્રભુને અભિષેક કરે. પછી તે ઢાળ પૂરી થયા પછી ભગવાનને સિંહાસનમાંથી બહાર લઈ ચોખ્ખા પાણીથી ન્હવણ કરાવી અંગલૂહણાં ત્રણ કરી ચન્દન પૂજા કરે. પછી આરતિ મંગલદીવો કરવો.

આ વિધિ સામાન્ય પ્રકારે લખી છે. પરંતુ જ્યાં નાડાછડી લખી છે ત્યાં ઉત્તમ વસ્ત્રોનો ઉપયોગ કરે વા ઉત્તમ ઉત્તમ દ્રવ્યનો ઉપયોગ શક્તિ પ્રમાણે કરે તો તે ઉત્તમ છે.

# સ્નાત્રપૂજા પ્રારંભ.

**દુહા**—સર્વાતિશયે શોભતા, પ્રભુ મહા-વીર જિનેશ; શાસનનાયક જગપતિ, પ્રણમું હું વિશ્વેશ. ૧ પ્રભુ સ્નાત્રની ભાવના, કરતાં શાન્તિ થાય; રોગ શોક દૂરે ટલે, સ્નાત્રપૂજા મહિમાય. ૨

## ઋષભદેવ પૂજા.

કુસુમાંજલિ ઢાળ—આઠજાતિ કલશે ન્હ-વરાવે, ઇન્દ્રો મનમાં આનન્દ પાવે; પ્રભુ પૂજા સમકિત પ્રગટાવે, પ્રભુ જાણી પ્રભુને દિલ લાવે; કુસુમાંજલિથી ઋષભ પૂજીજે, ગ્રહી પ્રભુગુણ મન રીઝીજે. ૧ (ફૂલ ચઢાવવું. ૧ )

## શાન્તિજિન પૂજા.

**દુહો**—ક્ષાયિકનવલબ્ધિ પ્રભુ, શાન્તિ-નાથ જગદેવ; દ્રવ્યભાવથી શાન્તિને, પામો કરીને સેવ. ૧ **ઢાળ**—સહજાનન્દસ્વભાવે શા-

ન્તિ, કેવલજ્ઞાનની શોભે કાન્તિ; ટાળે સર્વ-જીવોની ભ્રાન્તિ, આપે તન્મય થાતાં ક્ષાન્તિ; ચોસઠ ઈન્દ્રો સારે સેવા, પૂજું પ્રણમું શાન્તિ દેવા. ૨ ( ફૂલ ચઢાવવું. ૨ )

## નેમિનાથ પૂજા.

**દુહો**-કેવલજ્ઞાનમાં ભાસતું, અણુસમ વિશ્વ સદાય, તે નેમિપ્રભુ પૂજીએ, ભાવબ્રહ્મ પ્રગટાય. ૧ **ઢાલ**-બાલ્યથકી જે બ્રહ્મવ્રતધારી, અનન્તશક્તિમય અવતારી; કેવલજ્ઞાનથી જગહિતકારી, મોહશત્રુ હણી એ મોહારિ; નેમિજિનેશ્વરને પૂજીજે, પ્રભુસ્વરુપ થૈ પ્રભુ પ્રણમીજે. ૨ ( ફૂલ ચઢાવવું. ૩ )

## પાર્શ્વનાથ પૂજા.

**દુહો**-પાર્શ્વપ્રભુ પ્રણમું સદા, ત્રેવિશમા જિનરાય; વન્દે પૂજે ભાવથી, સિદ્ધે વાંછિત કાજ. ૧ **ઢાલ**-પાર્શ્વપ્રભુ જગમાં જયકારી, પર-

બ્રહ્મ જગને સુખકારી, ચોત્રિશ અતિશયથી અવતારી, પાંત્રિશ વાણીગુણના ધારી; પાર્શ્વ પૂજીજે ધ્યાને રહીજે, આત્મિક ગુણ પ્રગટાવી લીજે, કુસુમાંજલિએ પૂજા કીજે, પ્રભુસ્વરુપ થાવા દીલ કીજે. ૨ ( ફૂલ ચઢાવવું. ૪ )

## વીરપ્રભુ પૂજા.

**દુહો**-શાસનનાયક જગધણી, પરબ્રહ્મ મહાવીર, સર્વદેવના દેવ જે, સર્વ ધીરમાં ધીર.૧

**ઢાળ**-પ્રભુમહાવીરદેવ સમરીજે, આવિર્ભાવે આતમ કીજે, વીર બની મહાવીરને ભજીએ, કાયરતા દુર્ગુણને તજીએ; પ્રભુચરણે કુસુમાંજલિ ધરીએ, ધીર વીરતા વેગે વરીએ, દેહાધ્યાસ તજી વીર થાવું, તે માટે વીર ગાવું ધ્યાવું. ૨ (ફૂલ ચઢાવવું. ૫)

## અથ સર્વજિન પૂજા.

સકલજિનેશ્વર પ્રેમે પૂજો, અશુભકર્મથી

ભવિજન પૂજો; કુસુમાંજલિ જિનચરણે ધરી-એ, સહજ સ્વભાવે શિવપુર વરીએ. ૨ કુસુ-માંજલિ પૂજો સર્વ જિનન્દા, તુજ ચરણક-મલ સેવે ચોસઠ ઈંદા. ( ફૂલ ચડાવવું. ૬ )

ઈતિ ચોવીશ જિનપૂજા.

## સર્વજિન પૂજા

**ઢાળ**—પન્નર ક્ષેત્રે અતીતકાલમાં,વર્તમાન-માં વર્તેજી, ભાવિકાલે થાશે જે જિન, વીતરાગ-ગુણ શતેંજી; એકસો ને સિત્તેર તીર્થંકર, ઉત્કૃ-ષ્ટા જે કાલેજી, પૂજું વાંદું ગાવું ધ્યાવું, આતમ જે અજવાલેજી. ૧ જન્મોત્સવ કલ્યાણક ઉજવે, ઈન્દ્રાદિક બહુભાવેજી, જન્મકાલે તીર્થંકર સહુને, મેરૂપર લેઇ જાવેજી; સર્વજાતિકલશા અભિષેકે, પ્રેમે પ્રભુ ન્હવરાવેજી, એવા અરિ-હંત ત્રણ કાલના, પૂજીજે એકભાવેજી. ૨ ( ફૂલ ચઢાવવું. ૭ )

(આતમ ભક્તિ મલ્યા કેઇ દેવા–એ રાગ.)

ત્રીજે ભવ તીર્થંકરકર્મને, બાંધ્યુ વીરે ભાવે, દ્રવ્યભાવવરથાનકતપથી, પ્રશસ્યરાગના દાવે; સર્વજીવોને ધર્મી બનાવું, સર્વવિશ્વ ઉદ્ધારું, રહે ન જગમાં કોઈ દુઃખી, સર્વજીવોને તારૂં. ૧ શુભ ઉત્કૃષ્ટા હર્ષોલ્લાસે, જિનવરનામને બાંધે, અનન્ત પુણ્ય ગ્રહીને પ્રભુજી, સકલજીવ હિત સાધે; માનવ આયુઃ પૂર્ણ કરીને, દશમા સ્વર્ગમાં જાવે, પુષ્પોત્તર વૈમાનિક સુરવર, સ્વર્ગતણાં સુખ પાવે. ૨ ત્યાંથી ચવીને દક્ષિણભરતે, ક્ષત્રિકુંડપુરમાંહે, ત્રિશલારાણી કુખમાં આવ્યા, જ્ઞાતકુલે ઉત્સાહે; ત્રિશલામાતા સ્વપ્નો દેખી, આનંદ અતિશય પાવે, ભારતને ઉદ્ધરવા પ્રગટયા, પ્રભુજી શક્તિ પ્રભાવે. ૩ હાથી વૃષભ ને કેશરી સિંહ, લક્ષ્મી પુષ્પની માલા, ચન્દ્ર રવિ

ધ્વજ કલશ મનોહર, સરોવર પૂર્ણ વિમાના; સાગર રત્નની રાશી અગ્નિ, નિર્ધૂમ ચૌદ નિહાળે, ચૌદે સ્વપ્નો અર્થ સુણીને, આનંદ-જીવન ગાળે. ૪ સિદ્ધારથરાજાના હુકમે, જોષીઓ ત્યાં આવ્યા, પુર બાહિર સુરમ્ય સભામાં, અર્થ વિચારે ફાવ્યા; જ્યોતિષિઓ ભેગા થઇને, બોલે સાચી વાણી, તીર્થંકર વા ચક્રવર્તી તુજ, પુત્ર થશે ગુણખાણી. ૫ રાજા રાણી અતિ હરખાયાં, જ્યોતિષી સંતોષ્યા, દાનાદિકથી ધર્મિલોકો, યાચકને સંતોષ્યા; ભારતમાં સહુ ઘરઘર લોકો, જાણી આનન્દ પાયા, ત્રિશલામાતા ગર્ભને પોષે, ધરે નિરોગી કાયા. ૬ ચૈત્રશુદિ તેરશના દિવસે, મધ્યરાત્રિ થઇ જાતાં, સર્વ દિશાઓ ઉજ્વ-લ શાન્તિ, આનન્દવાળી સુહાતાં; નવ મહિ-ના ને સાડાસાત જ, દિવસ પૂરા થાતાં, ત્રિશ-

લામાતાએ પ્રભુ જનમ્યા, ત્રિલોકે થઈ શાતા. ૭ ભારતદેશે ઘરઘર મંગલ, ઘરઘર હર્ષ વધાઇ; સિદ્ધારથરાજા મન આનન્દ, પ્રગટયો વિશ્વ ન માય. ૮ શુભ લગ્ને જન્મ્યા પ્રભુ, ત્રણભુવન ઉદ્યોત; નારકી પણ આનન્દીયા, જેની અનંત જયોત. ૯

( હવે ચૈત્યવન્દન કરવું તેનિ વિધિ. વીર આસને બેસી બે હાથ જોડી પ્રભુજી સામી દૃષ્ટિ રાખી 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવન્દન કરૂં ? ઇચ્છં' એમ કહી 'સકલ કુશલવલ્લી' કહી જગચિન્તામણિ કહેવું. પછી જં કિંચિ, નમથ્થુણં, જાવન્તિ ચેઇઆઈ, જાવન્ત કે વિ સાહુ, નમોઽર્હત્ કહી ઉવસગ્ગહરં કહેવું, પછી આભવમખંડા સુધી અર્ધા જયવીયરાય કહેવા. અહિં સુધી કહી પછી ઉભા થઇ સ્નાત્રીઆએ કલશ હાથમાં લઈ

પ્રભુજીના ડાબા અંગ તરફ ઉભા રહેવું. પછી વિધિ કરનાર વિધિ ભણે.)

(રાગ ઉપરનો.)

છપ્પન દિક્કુમરી તીહાં આવે, પ્રભુ જન્મોત્સવ હેતે, પ્રભુ માતાને પ્રણમે પ્રેમે સૂતિકર્મ સંકેતે; આઠે દિક્કુમરી વાયુથી, કચરો કરતી દૂરે, આઠે કુમરી ગંધોદકથી, સુગંધી જલને પુરે. ૧ આઠ કુમારી કલશા ધારે, દર્પણ આઠે ધારે, આઠ કુમારી ચામર વીંજે, ભાવ ભક્તિ અનુસારે; આઠ કુમારી પંખા કરતી, રક્ષા કરતી ચારે, ચાર દીપકને ધારે પ્રેમે, નિજ આતમને તારે. ૨ કદલીનાં ઘર કરી મનોહર, બાલ પ્રભુને લાવે, પવિત્ર કર્મને કરવા માટે, જલ કલશે ન્હવરાવે; જલ પુષ્પે આભરણે પૂજી, પ્રભુ શરીર શણગારે, પ્રભુના કરમાં રાખડી બાંધી. (વ-

ધાવી નાડાછડી મૂકવી.) જય જય શબ્દો-ચ્ચારે. ૩ માતા પાસે પ્રભુને મૂકી, નિજ નિજ સ્થાનક આવે, ઈંદ્રાસન તે વખતે કંપે, મહાપુણ્ય સદ્ભાવે; અવધિજ્ઞાને ઈંદ્રે જાણ્યો, પ્રભુજન્મ સુખકારી, સુઘોષા આદિ ઘંટાઓ, વગડાવે જયકારી. (ઘંટ વગાડવો) ૪ પાલક નામ વિમાનમાં બેસી, ઈન્દ્ર બહુ પરિવારે, અન્ય વિમાન ને વાહન બેસી, નિજ ઋદ્ધિ અનુસારે; અન્ય સુરો ને દેવીઓ આવે, પ્રભુને દેખી વંદે, પ્રભુ અને પ્રભુમાત વધાવી, ઈંદ્ર વદે ગુણ છંદે. ૫ (ફૂલ તથા કેસરવાળા ચોખાથી વધાવવા.) જય જય માતા જગમાં જય જય, જય જય શબ્દો બોલે, ત્હારો બાલક જગ તીર્થંકર, કો નહિ તેના તોલે; પ્રતિબિંબ માતાની પાસે, મૂકી પ્રભુ કર લીધા, પંચ રૂપ ઈંદ્રે નિજ કીધાં, ભાવે કારજ

સિદ્ધયાં. ૬ મેરૂ ઉપર પાંડુક વનમાં, શિલા સિંહાસન ઠાવે, સૌધર્મેન્દ્રે ખોળામાંહિ, પ્રભુ ધર્યા શુભ ભાવે; ચોસઠ ઈન્દ્રો ભાવ ધરીને, આવ્યા ત્યાં ઉલ્લાસે, નિજ નિજ શક્તિ ઋદ્ધિ ભાવે, ઇંદ્રો પૂર્ણ વિકાસે. ૭ અચ્યુતેંદ્રે ઔષધિ તીર્થની-, માટી જલ મંગાવ્યાં, આઠજાતિના કલશ ભરીને, ઈંદ્રોએ ન્હવરાવ્યા; ફૂલ ચંગેરી થાળ રકેબી, ઉપ- કરણો બહુ જાતિ, પ્રભુની ભક્તિ કરતાં વિધવિધ, નિર્મલ કરતા છાતિ. ૮ ભુવનપતિ ને વ્યંતર જયોતિષ, વૈમાનિક બહુ દેવા, અચ્યુતપતિની આજ્ઞા પામી, કરતા બહુવિધ સેવા; એકક્રોડ ને સાઠલાખ સહુ, કલશાનો અભિષેક; અઢીસેં અભિષેક સહુ મળી, સુર નહિ ચૂકે વિવેક. ૯ (થોડો જળ અભિષેક કરવો) ઈશાન ઇન્દ્રે કરમાં લીધા, પ્રભુની

ભક્તિ કીધી, સૌધર્મેન્દ્રે પંચરૂપ કરી, ભકિત કરી પ્રસિદ્ધિ; (સંપૂર્ણ જળનો અભિષેક કરવો.) પુષ્પાદિકથી પ્રભુ વધાવ્યા, આનંદના કલ્લોલે, મંગલદીવો આરતિ કરીને, સુરવર જય જય બોલે. ૧૦ અનેક વાજિંત્રોને વજાવે, અનેક નાચો નાચે, પ્રભુનો જન્મોત્સવ કરીને સર્વ સુરાસુર રાચે; કરમાં ધારણ કરીને પ્રભુને, ત્રિશલા માતા પાસે, ઈન્દ્રાદિક આવીને બોલે, પૂરણ હર્ષોલ્લાસે. ૧૧ પુત્ર તમારો પ્રભુ અમારો, સર્વ વિશ્વ આધાર, તુજ કૂખે પ્રભુ જન્મ્યામાટે, વિશ્વમાત નિર્ધાર; પંચ ધાવ સોંપી પ્રભુ ક્રીડા, કરવા માટે બેશ, બત્રીશ કોટિ રત્નાદિકની, વૃષ્ટિ કરે હરે કલેશ. ૧૨ (ફૂલ, કેશરવાળા ચોખા, નાડાછડી વિગેરે પ્રભુ સન્મુખ ઉછાળવું.) ઈંદ્રાદિક પ્રભુ વાંદિ પૂજી, નન્દીશ્વરમાં જાવે,

અષ્ટાન્હિકામહોત્સવ કરીને, આનંદ મંગલ પાવે; નિજ નિજ કલ્પ સધાવે સુરવર, દીક્ષોત્સવ અભિલાષે, કેવલજ્ઞાન મહોત્સવ ઈચ્છા, રાખી હર્ષ વિકાસે. ૧૩ પ્રભુ જન્મોત્સવ ભારતદેશે,ભક્તે કીધો ભાવે,ઘરઘર આનંદ મંગલ વર્તો, સ્નાત્રમહોત્સવ દાવે; સકલ સંઘમાં શાંતિ વર્તો, ઇતિ ઉપદ્રવ શામો, સ્નાત્રમહોત્સવ સુણનારા ને, ગાનારા સુખ પામો. ૧૪ પરબ્રહ્મ મહાવીરપ્રતાપે, રોગ ટળો સહુજાતિ, દુષ્ટ દેવના ટળો ઉપદ્રવ, વ્હેમ ટળો બહુભાતિ; ગામ નગર પુર દેશમાં શાંતિ, વર્તો પ્રભુપ્રતાપે, આધિ વ્યાધિ સંકટ ટળતાં, પ્રભુ મહાવીરજાપે. ૧૫ સર્વ જગતમાં શાન્તિ વર્તો, ધર્મી બનો નરનારી, દોષો ક્ષય પામો ભક્તિથી, જનો બનો ઉપકારી; ઝઘડા યુદ્ધો ઉપશમ થાઓ, વૃષ્ટિ થશો મનમાની, પુણ્ય

કર્મ વધશો જગમાંહિ, વધશો શક્તિ મઝાની. ૧૬ તપગચ્છહીરવિજયસૂરિજગગુરુ,-પટ્ટપરંપરાધારી, પૂજ્યગુરુ રવિસાગર પ્રગટચા, સર્વોપમ જયકારી; શાન્તિદાયક સુખસાગરગુરુ ઘરઘર મંગલકારી; બુદ્ધિસાગરસૂરિ આશીઃ, શાન્તિ લહો નરનારી. (ફૂલ તથા કેશરવાળા ચોખાથી પ્રભુને વધાવવા.)

(પછી સિંહાસનમાંથી પ્રભુજી તથા સિદ્ધચક્રજીને લઈ ચોખ્ખા પાણીથી પખાળ કરી ત્રણ અંગલુહણાં કરી કેશર (ચંદન) થી પૂજા કરી ફૂલ ચઢાવવાં અને સિંહાસન મધ્યેની રકેબીમાંથી પાણી કાઢી નાંખી ધોઇ સાફ કરી ફરી કેશરના સ્વસ્તિક કરી પધરાવવા. આરતી મંગળદીવો પ્રગટાવી બંન્નેને નાડાછડી બાંધી એક રકેબીમાં મૂકી કંકુના છાંટા નાખી ચોખાથી વધાવવા, રકેબીમાં

સોપારી તથા એક પૈસો મૂકી રકેબીમાં વચ્ચે રાખી સ્નાત્રિયાને સન્મુખ બેસાડવો. રકેબીની એક બાજુ સાત માટીની કાંકરી તથા સાત મીઠાની કાંકરી લઇ એક મીઠાની કાંકરી અને એક માટીની કાંકરી એ રીતે દરેક ઢગલીમાં મૂકી સાત ઢગલીઓ કરવી. પછી બીજી તરફ જળની કુંડી રાખવી. સ્નાત્રિયાને ઉભા પગે બેસાડી ડાબા હાથ ઉપર જમણો હાથ રખાવી વિધિ ભણાવનાર માણસ સ્નાત્રિયાના હાથમાં દરેક વખતે એક મીઠાની અને એક માટીની કાંકરી આપી તે સાથે હથેલીમાં ચોખ્ખા પાણીના કલશમાંથી થોડું પાણી આપે અને આરતી મંગલદીવાની રકેબીમાં ફરતું લૂણ ઉતરાવે તેની વિગત.)

"લૂણ ઉતારણ ગાથા"

લુણ ઉતારો જિનવર અંગે, નિર્મલ જ-

લધારા મનરંગે. લુણ. ૧ જિમ જિમ તડતડ લુણજ ફૂટે, તિમ તિમ અશુભ કર્મ બંધ ત્રુટે. લુણ. ૨ નયન સલુણાં શ્રી જિનજીનાં, અનુપમરુપ દયારસભીનાં. લુણ. ૩ રુપ સલુણું જિનજીનું દીસે, લાજયું લુણ તે જલમાં પેસે. લુણ. ૪ ત્રણ પ્રદક્ષિણા દેઈ જલધારા, જલ નિખેવીએ લુણ ઉદ્દારા. લુણ. ૫ જે જિન ઉપર દૂમણો પ્રાણી, તે એમ થાયે લુણ જયું પાણી. લુણ. ૬ અગર કૃષ્ણાગરૂ કુંદરૂ સુગંધે, ધૂપ કરીજે વિવિધ પ્રબંધે. લુણ. ૭ ( એમ સાત વખત લૂણ ઉતારવું પછી આરતી ઉતારવી. )

## આરતી.

જય જય વીરજિનેશ્વરદેવા, સુર નર ઇન્દ્ર લહે સેવમેવા. બાર ગુણે ગુણવંતા પ્યારા, ત્રણ ભુવનના છો આધારા. જય જય૦ ૧ ચોત્રીશ અતિશય ગુણગણધારી, પાંત્રીશવાણી

ગુણે જયકારી. જય જય૦ ૨ ત્રિશલાનંદન શિવસુખકારી, સિદ્ધારથકુલ શોભાકારી. જય જય૦ ૩ દ્રવ્યભાવથી આરતિ કરીએ, મંગલમાલા સહેજે વરીએ. જય જય૦ ૪ બુદ્ધિસાગર પ્રભુગુણ લેવા, સંઘ ચતુર્વિધ કરે નિત્ય સેવા. જય જય૦ ૫

(પછી પ્રભુજી ન દેખે તેવી રીતે પડખે જઈને અગર પ્રભુજીના અને સ્નાત્રીયા વચ્ચે અંતર પડદો રાખી સ્નાત્રીયાના જમણા અંગુઠા ઉપર કંકુનો ચાંડલો કરાવવો. પછી મંગળદીવો ઉતારવો. મંગલદીવો ઉતારતાં કપુર લાવેલા હોય તે સળગાવી રકેબીમાં મૂકી મંગલદીવો ઉતારવો.)

## મંગલદીવો.

મંગલદીવો મંગલકારી, કરીયે જિન આગલ જયકારી. અરિહંત મંગલ પહેલું

જાણો, બીજું સિદ્ધ મંગલ મન આણો. મં૦ ૧ સાધુ મંગલ ત્રીજું લહીએ, સદ્‌ગુણ પામી શિવપુર વહીએ. મં૦ ૨ ધર્મ મંગલ ચોથું સુખકારી, ચાર મંગલની છે બલિહારી. મં૦ ૩ ભાવમંગલ હેતે ચિત્ત ધારી, મંગલદીપ કરે નરનારી. મં૦ ૪ બુદ્ધિસાગર આનંદકારી, સંઘ ચતુર્વિધ શોભાકારી. મં૦ ૫

ઇતિ સ્નાત્રપૂજા સમાપ્ત.

---

## પ્રભુ સ્તુતિ.

(ભુજંગી છંદ.)

અરે દેવના દેવ આનંદ દાતા,
પ્રભુ તું વડો માત ને તાત ભ્રાતા;
સદા હસ્ત જોડી પ્રભુ હું નમું છું,
પ્રભુપાદપદ્‌મે સદા હું રમું છું. ૧
ધરી ધ્યાનને દોષના વૃન્દ ટાળ્યા,
ધરી ધ્યાનને કર્મના વર્ગ બાળ્યા;

ધરી ધ્યાનને કેવળજ્ઞાન લીધું,
ધરી ધ્યાનને બ્રહ્મનું દાન દીધું. ૨

ધરી ધ્યાનને સિદ્ધસૌધે સુહાયા,
ધરી ધ્યાનને મુક્તિના શર્મ પાયા;
ચિદાનંદ રૂપે પ્રભુ તું સુહાયો,
મહાયોગિ તું ચિત્તમાં નિત્ય આયો. ૩

અરૂપી અસંખ્ય પ્રદેશી પ્રમાતા,
પ્રભુ તું સદા તત્ત્વનું દાનદાતા;
તવ ધ્યાનથી ધ્યેયરૂપે પ્રભાસે,
ચિદાનંદની લ્હેરિયો ચિત્ત વાસે. ૪

ચહુંઈશ દેવેશ દાતાર સેવા,
અમારે સદા મોક્ષના એજ મેવા;
પ્રભુધ્યાનથી પ્રેમનો ભેદ પાયો,
પ્રભુપ્રેમથી સત્ય આનંદ આયો. ૫

સદા સેવના દેવ ત્હારી ભલી છે,
પ્રભુપ્રેમમાં ચિત્ત વૃત્તિ હળી છે;
પ્રભુપ્રેમમાં ધીનિધિ વિરમું છું,
સદા હસ્ત જોડી પ્રભુ હું નમું છું. ૬

## શ્રી વર્દ્ધમાન જિન સ્તુતિ.

( માલિની છંદ. )

ભવજલનિધિપોત, વીર વિશ્વેશ દેવા,
સુગતિ સુખદ નેતા, સારતા દેવ સેવા;
સમય સમય નાણી, આણુ ત્હારી પ્રમાણી,
સરસ વચન જાણી, આદરે ભવ્ય વાણી. ૧

સ્તવન નમન કીજે, તત્ત્વનું સાર લીજે,
પ્રભુ વચન લહીને, ભવ્ય પ્રાણી તરીજે;
યતિપતિનત દેવા, દીલમાં નિત્ય ધ્યાવું,
સમય સરસ પામી, મુક્તિ શીઘ્ર જાવું. ૨

શરણ શરણ મ્હારે, નાથ તું છે દયાળુ,
ચરણ કમલ સેવા, નાથ દેજો કૃપાલુ;
સ્તવન નમન કીજે, કર્મનાં દુઃખ કાપે,
નવગુણગણભાવે, ધ્યેયનું રૂપ માપે. ૩

ગતમલીન વિરાગી, વન્દુ હું પાય લાગી,
તુજ વિણ નહિ રાચું, બાલ ત્હારોજ રાગી;
જનન મરણ ફેરા, ભાગશે વીર નામે,
ધીનિધિ મુનિ નમે છે, પ્રેમથી અષ્ટ યામે. ૪